॥ ॐ ॥

શ્રી સદ્ગુરૂ સ્વામી શ્રી મુક્તાનંદજીની દયાથી

# પ્રેમવાણી ભજનમાળા.

## ભાગ ૨ જો.

બનાવનાર
હરિભક્ત-સોમનાથ બુલાખીદાસ ભાવસાર,
સરસપુર.

સનાતન ધર્મનો ખોજ કરનાર
તે
હરીજન સજ્જનોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
લુહાર હરજીવનદાસ મુળજી.
અમદાવાદ-તાબે સરસપુરના.



અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

કિંમત મફત.

# સાખી.

સદ્ગુરૂને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરીને દીજીએ, હરિરસ અમૃત સ્વાદ. ૧
વાણી શકે નહિ વર્ણવી, સદ્ગુરૂ કેરૂં સ્વરૂપ;
મન બુદ્ધિ પહોંચે નહી, ઉપમારહિત અનૂપ. ૨
ગુરૂપદ પંકજ પુજતાં, ચૌદ લોક પુજાય;
શિવ વિરંચીને શારદા, સદ્ગુરૂના જશ ગાય. ૩
પ્રથમ પુરણુ પ્રેમશું, વંદુ સદ્ગુરૂ ચરણુ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મરણુ. ૪
મનના પ્રપંચ મુકજો, કરજો તત્વ વિચાર;
રત્ન પદાર્થ જન્મ છે, નહિ આવે વારંવાર. ૫
સદ્ગુરૂ સંત કૃપાથકી, પ્રગટે જ્ઞાનપ્રકાશ;
રવિ ઉગે રજની ટળે, હોય અવિદ્યા નાશ. ૬
એક શબ્દ ગુરૂદેવકા, તાકા અનંત વિચાર;
જ્ઞાની મુનિ પંડિતા, વેદ ન પાયા પાર. ૭
શબ્દે શબ્દ બહુ અંતરા, શબ્દે છોડયા રાજ;
જેણે શબ્દ વિચારિયા, તેનાં સરિયાં કાજ. ૮
ગુરૂ ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય;
બલિહારી ગુરૂદેવને, દિયા ગોવિંદ બતાય. ૯
સત ચિદ આનંદ સર્વમાં, ભરિ રહ્યો ભરપૂર;
દિન રજની રહે રંગમાં, વરસે નિરમળ નૂર. ૧૦

॥ ૐ ॥

શ્રી સદ્‌ગુરૂ સ્વામી શ્રી મુક્તાનંદજીની દયાથી

# પ્રેમવાણી ભજનમાળા.

## ભાગ ૨ જો.

બનાવનાર

હરિભક્ત–સોમનાથ બુલાખીદાસ ભાવસાર.
સરસપુર.

સનાતન ધર્મનો ખોજ કરનાર
તે
હરીજન સજ્જનોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

લુહાર હરજીવનદાસ મુળજી.
અમદાવાદ-તાબે સરસપુરના.



અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

કિંમત મફત.

## હરિજનોનાં નામ.

### સરસપુરમાં.

ભાવસાર ત્રીકમલાલ કુબેરદાસ.
ધોબી ઇશ્વરભાઈ ગોપાળદાસ.
પંચાળ હરજીવનદાસ મુળજી.
લુહાર મગનલાલ ગીરધરદાસ.
લુહાર નારણદાસ કાળીદાસ.
પ્રજાપતી શકરાલાલ હાકિસા.
લુહાર મગનલાલ મોતીરામ.
લુહાર સાંકળચંદ ગીરધર
લુહાર સુરચંદ છગન.
લુહાર સોમનાથ જેઠતારામ.
લુહાર જીવરામ રામચંદ.

### અમદાવાદમાં

પંચાળ છગનલાલ આશારામ.
લુહાર માધવજી રણછોડ.
લુહાર કચરાભાઇ વાહાલજી.
લુહાર મોહનલાલ બહેચરદાસ.
લુહાર મોહનલાલ ખોડીદાસ.
લુહાર બાપુજી ગણેશ.
લુહાર શકરાલાલ મોતીરામ.
લુહાર નાથાલાલ નરસિંહદાસ.
પંચાળ ગંગારામ મંછારામ.
મોદી છોટાલાલ ગોકળદાસ.

**આ પ્રેમવાણી ભજનમાળા-ભાગ ૨ જો.**

ઉપરના સરવે હરિજનો મળીને પરોપકારના માટે છપાવી બહાર પાડવામાં આવ્યું છે અને તે અધિકારીને આપવામાં આવશે.

ॐ एकोहंसद्गुरुप्रसाद

श्री परमात्माने नमः । श्री गुरुचरणकमलेभ्यो नमः ॥

# પ્રેમવાણી ભજનમાળા.

## ભાગ ૨ જો.

---

### દુહા.

પ્રથમ સદ્ગુરૂને નમું, સંતોને કરૂં પ્રણામ;
સારદા માતા જીભે વસો, ગુણ ગાવા શ્રીરામ. ૧

### આરતિ.

ધન ધન ગુરૂદાતા, ઓંહું ધન ધન ગુરૂ દાતા;
સત્ય સુખ નિત્ય પ્રકાશી, વિભુ અધિષ્ઠાતા. ધનધન ટેક.
આદિત્યે આદ્ય અક્ષર, ઓંહું સ્વરૂપ કહાવો; (૨)
નામ રૂપ આધારા, મન વાણીમાં નાવો. ધનધન. ૧
સોમે સુધ બુધ હોય, તે જન તે જાણે; (૨)
પરમાનંદ સુખ સોઈ, સંત જનો માણે. ધનધન. ૨
મંગળે મંગળતા થાય, વિધ્ન અનેક નાસે; (૨)
ચરણકમળ ચિત્ત ધરતાં, આપ મળો પાસે. ધનધન. ૩
બુધે બુદ્ધિના પડદા માંહ્ય, રહીને તમો બોલો; (૨)
ભોગી ભોગતણારે વિલાસી, તે ન જાણે ઓલો. ધનધન. ૪
ગુરૂગોવિંદ એકરૂપ, અનૂપ, રૂપ જગમાં ધરતા; (૨)
પતીત પાવન સ્વામી, ભક્તોનાં સંકટ હરતા. ધનધન. ૫

શુક્રે સદ્ગુરૂ શુદ્ધ સ્વરૂપ, અરૂપ અનામી કહાવો; (૨)
ગુણાતિત ગોવિંદા, હરિજનોને ભાવો. ધનધન. ૬
શનિએ સમજે સાન, ભાનુ ઉદય થાશે; (૨)
સોમા ગુરૂ સમરણથી, જનમ મર્ણ જાશે. ધનધન. ૭

## આરતી ૨ જી.

જય સદ્ગુરૂ સ્વામી, ગુરૂ જય સદ્ગુરૂ સ્વામી;
આરતીઓ ઉતારૂં, પ્રભુ અંતરજામી. જય ટેક.
આદિત્યે અવિનાશ, પધાર્યા પુરમાં; (ગુરૂ)
ભક્ત વત્સલ ભગવાન, વાસયા છો ઉરમાં. જય. ૧
સોમે સત્ય સ્વરૂપ, સુંદરતા શોભે; (૨)
નિરખે નરને નાર, મુનિનાં મન લોભે. જય. ૨
મંગળે મૂરતિ મહારાજ, ત્રિગુણાતિત કહાવો; (૨)
પિંડ બ્રહ્માંડની પાર, ભક્તજનોને ભાવો. જય. ૩
બુદ્ધ અનૂપમ સાર, ગાય વેદની વાણી; (૨)
ઉપનિષદનો સાર, સંત રહ્યા જાણી. જય. ૪
ગુરૂ પ્રગટ કરૂણાકાર, ભક્તને બ્રહ્મ વિદ્યા આપી; (૨)
કોટી જનમનાં કર્મ, તે નાખ્યાં કાપી જય. ૫
શુક્રે સદ્ગુરૂ સોય, જીવ કોઇક જાણે; (૨)
અખંડાનદ અદ્વૈત, તે સુખને માણે. જય. ૬
શનિયે સમજે જેહ, તે કૈવલ્ય પામે; (૨)
કૃષ્ણજી ભજશે સોય, ગર્ભ વેદના વામે. જય. ૭

## આરતી ૩ જી (રાગ દેશી બાડલી)ના.

આરતી ઉતારૂ મારા હરિગુરૂ સંત, ટાળ્યા સર્વે ફંદ;
ચોરાશીના બંધ, હરિગુરૂ દેવની આરતિ. ટેક.

આરતિ ઉતારી લેઉ વારણાં, ધરૂં શ્રવણ મનન નિદિધ્યાનરે;
સદ્ગુરૂને શીશ સોંપતાંરે, મારૂં ટળી ગયું દેહાભિમાન. હરિગુરૂ. ૧
સદ્ગુરૂ શોભા શી કહું, મુખ વરણવી ન જાયરે;
હરિહર બ્રહ્મા કરે સ્તુતિરે, ગુરૂ મારા શબ્દાતીત સોહાય. હ. ૨
મહાનુભાવે મેહેર કરી, સમજાવી સરવે રીતરે;
જાગૃત સ્વપ્ન સુષુપ્તિરે, મ્હને ભાખ્યું છે તુરિયાતિત. હ. ૩
અખે અવલોકયું આખા લોકમાં, સદ્ગુરૂ કેરી સોજરે;
અહં બ્રહ્માનંદ સ્વામી અનુભવ્યારે, વાહલો વિલસ્યા
પોતાની મોજ. હ. ૪

## અથ આત્મરામની આરતિ. રાગ ઉપરનો.

થીર મન ચરણામાંય સોહાય, પરમપદ પાય;
આતમરામની આરતી. ટેક.
ઓહંકાર એક આદ્યવાણી, સોઈ રૂપ તું સાધરે;
શિવ શક્તિ જેની કરે સેવારે, સેજ સેજમાં થાય સંવાદ. આ. ૧
તેજ કપૂરની પુતળી, અગનિજમાં લાગી અંગરે;
નામ રૂપ ગુણ દીસે નહીરે, આતો અરૂપી થઈ છે અભંગ. આ. ૨
લુંણ ભળ્યું જેમ નીરમાં, આયુષ ટળી થયું એકરે;
જોતાં જુદાં ભાસે નહીંરે, વાહાલો મળીયા છે એકાએક. આ. ૩
નીરગુણ તો ભાસે નહી ને, ભાસે સરવે ભૂતરે;
આવરણ નહિ કાંઇ એહનેરે, વહાલો અખંડાનંદ અદ્વૈત. આ. ૪
આત્મરામની આરતી, કોઇ ગુરૂગમ લેઇ ગાયરે;
શુદ્ધ કેવળ સંતોને સેવતાંરે, જીવશિવ ભેદ દૂર થાય. આ. ૫

## ગુરૂ નાનકની આરતી. ૫

### સવૈયા.

શંખનકી ધુન ઘંટનકી, કર ફૂલનકી બરષા બરષાવે;
આરતિ કોટિ કરે સુરસુંદર, પેખિ પુરંદર કે બલિ જાવે. ૧
દાનત દક્ષન, દે કે, પરદક્ષન, ભાલુ મેં કુકુંમ અક્ષત લાવે;
હોત કુલાહલ દેવપુરિમેં, દેવનકે કુલ મંગલ ગાવે. ૨

### દોહા.

ઐસે ચંદ્ર પ્રતાપતેં, દેવન બડો પ્રતાપ;
તિન લોક જય જય કરે, રહે નામ સત જાપ. ૧
ઐસર રાખી દ્રૂપતા, સંકટ જ્યું પ્રહલાદ;
કહેન સુનનકી કછૂ નહિ, શરણ પરેકી લાજ. ૨
જેહું ભૂલ બિગાર હું, ના કરો મેલા ચિત્ત;
સાહેબ ધોરા લોરિયે, નકટ બિગારે નિત. ૩
ઓગુનહારેકી બિનતિ, સુનો ગરિબનિવાજ;
જેહું પુત્ર કુપુત્ર હું, બહોરે પિતાકોં લાજ. ૪
સકલ દ્વારકોં છાંડકે, ગ્રહ્યો તુમારો દ્વાર;
બાંહે ગ્રહેકી લાજ, શ્રી અસૂગોવિંદદાસ તુમ્હાર. ૫

### સવૈયા.

બાંહે ગ્રહે જબ તે તુંમરે, તબ તે કોઉ આંખ તરે નહિ આન્યો;
રામ રહિમ પુરાન કુરાન અનેક કહ્યો મત એક ન માન્યો. ૧
સ્મૃતિ શાસ્ત્રવેદ સુભેદ બહુવિધ કહે હમ એક ન જાન્યો;
શ્રી અસ પાન કૃપા તુમ્હારી કર, મૈને કહ્યો સબ તોહે બખાન્યો. ૨

### દોહા.

હે અચ્યુત હે પારબ્રહ્મ, અવિનાશી અગન્યાસ;
હે પૂરણ હે સર્વમેં, દુઃખભંજન ગુણ ત્રાસ. ૧

હે સંગી હે નિર્હંકાર, હે નિરગુન સબ ટેક;
હે ગોવિંદ હે ગુણનિધાન, જાકે સદા વિવેક. ૨
હે અપરંપર હરહરે, હો સિ હોવન હાર;
હે સંતાંકે સદા સંગ, નિરાધારા આધાર. ૩
હે ઠાકોર હમ દાસરો, મેં નિર્ગુન ગુન નહિ કોય;
નાનક રીઝે નામદા, રાખો હિયે પરોય. ૪

### ભજન ૧.

જા ઘર હરિકથા નહિ કીરતન, સંત નહિ મીજખાના;
તા ઘર જમડે ડેરા દીધા, સાંજ પડે સમશાના. જા ઘર. ૧
ફાલ્યા ફૂલ્યા કયા ફીરતેહેં કયા દિખલાવત અંગા;
એક પલકમેં ફના હોજાયગા, જૈસા રંગ પતંગા. જા ઘર. ૨
મારૂં મારૂં કરતાં મરી ગયો, મુકયાં નહી અભિમાના;
સાધુ સંતકી સેવા ન કીની, કીસ બીધ હોવે કલ્યાના. જા ઘર. ૩
નાભીકમળસે નામ ઉઠતહે, દ્વાદશ મીલ ઠહરાના;
અધર તખ્તપર નિરખ નીશાના, જ્હાં સદ્‌ગુરૂકી શાના. જા ઘર. ૪
જ્ઞાન ગરીબાઈ ને પ્રેમજ ભક્તિ, સત્ય નામ ગુલતાના;
ક્રોદ્ધ વૈરાગે અનુભવ જાગે, તા ઘર કોટી કલ્યાના. જા ઘર. ૫
કાલ ડંડા દઈ રહ્યા હે, કહાં બૂઢા કયાં બાલા.
કહત કબીર સુનો ભાઈ સાધુ, છોડો માન ગુમાના. જા ઘર. ૬

### ભજન ૨.

જા ઘર સંત પધારે ભાગ્ય બડા,
કરી સમરણ ભવસાગર તરના ભાગ્ય બડા જા ઘર ૧
આયે સંતોકુ આદરભાવ દીજે હે;
વાકા ચરણ પખાળી ચરણામ્રત લીજે. ભાગ્ય બડા. ૨

આયે સંત બડે પરોપકારી હે,
વાકે શરણે આયે વાકું લેત ઉગારી. ભાગ્ય બડા. ૩
આવતા સંતોકી સુનીયો બાની હે,
સુણતાં મિટે ભવ ચોરાશીકી ખાણી. ભાગ્ય બડા. ૪
સાહેબકા ઘર હે સંતમાંહી હે,
સંત સાહેબ દીસત અંતર નાહી. ભાગ્ય બડા. ૫
કહત કબીર સંતો ભલે પધાર્યા હે,
મારા જનમોજનમકા કારજ સુધાર્યા. ભાગ્ય બડા- ૬

રાગ ધોળ ૧.

મનરે કૃષ્ણે વચન કહ્યું માનજો;
મારા સંતસાહેબમાં નથી કાંઈ ભીનરે.
સામૈઆં કરીએ સંતનાં. ૧
મનરે શેરીઓ વળાવીને સજ કરૂં,
વાટડીએ વેરાવું હુંતો ફુલ રે. સામૈઆં. ૨
મનરે કંકુ ભરેલી કંકાવટી,
ચોખલીઆ ચોડું મારા સંતોને લલાટરે. સામૈઆં. ૩
મનરે બાજઠ આલું રૂડાં બેસણાં;
ઉપર પંખે ઢોળું ઝીણા વાય રે. સામૈઆં. ૪
મનરે પહેલાં હતાંરે તરણા તોલનાં;
મારા સંતે વધાર્યા ઝાઝાં માનરે. સામૈઆં. ૫
મનરે નંદ આનંદની ભોમિકા,
મારા સંતે કીધા ત્યાં વિશ્રામરે. સામૈઆં. ૬
મનરે બેઉ કર જોડી મીરાંબાઇ વિનવે;
મારા સંત સાહેબની હું છું દાસીરે. સામૈયાં. ૭

### ધોળ ૨.

આવો આવોરે મારા સોહંગ સુબારે,
જ્યાંરે જોઉં ત્યાં તમે ઉભા હો લાલજી. આવો. ૧
અમને અમારા ગુરૂએ સાન બતાવીરે,
શૂન્યની શેરડીઓ દેખાડી હો લાલજી. આવો. ૨
અમને અમારા ગુરૂએ કુંચીઓ આપીરે,
ગગનની હાટડીઓ ઉઘાડી હો લાલજી. આવો. ૩
ગગન મંડળની શોભા બહુ સારીરે,
રૂપ જોઇને હું તો રાચી હો લાલજી. આવો. ૪
ગંગા ને જમુનાં ત્યાં તો નદીઓ વહેછેરે,
વંકનાળના ઘાટે નાહ્યાં હો લાલજી. આવો. ૫
હીરા માણેકનાં મેં તો વસીયાણાં વહોર્યારે,
અક્કલ બાઈએ ઓળખાવ્યાં હો લાલજી. આવો. ૬
ભારથી રેવારામની અકળલીલારે,
દાસ જતુબાએ ગુણ ગાયા હો લાલજી. આવો. ૭

### ભજન ૧.

પ્રથમ પહેલા સદ્‌ગુરૂ સમરૂં, પુજે પ્રસન્ન થાયજી;
મૂળ ઉપર પદ્મ આસન, ઉલટા પવન ચઢાય.
નિરંજન ધાય અવસર જાયજી.
રાજા પ્રજા જગત જોગી, ખલક ખડીઆ જાય, નિરંજન ધાય
અવસર જાયજી. ૧
ડાબી ઈંગળા જમણી પીંગળા, વચ્ચે સુષુમણા રાયજી;
રૂચના હોય સો પ્રેમરસ પીલ્યો, વંકનાળ ચઢાય. નિરંજન ધાય. ૨
નેણુનાસા સોધો સોધો સંતો, પેઉ મળશે પાવજી;

હીરા હુંદી જ્યોત ઝલકે, એરણ ચઢીયા ઘાવ. નિરંજન. ૩
નાભી કમળસે ચલી સુરતા, ચૈતન હોઈ જગાયજી;
ઉલટા હોય સો સુલટા કરલે, જલહલ જ્યોત જગાય. નિ. ૪
સૂન્ય મંડળમાં વાજાં વાજે, શિંગી નાદ ગોહરાયજી;
અખે મંડળમાં નેજા ફરકે, કોઇ સંત વિરલા ધાય. નિ. ૫
અધર તખ્ત મેરા સદ્ગુરૂ બેઠા, હીરાસેં લવલાયજી;
દાસ કબીર ભયા નિરભે, શિંગ ઢોલ ગુરાય. નિ. ૬

ભજન ૨ રાગ ઉપરનો.

નિજપદ પામિયા નિરવાણ, કયા કરે ચોરાશીની ખાણજી; ટેક.
શબ્દ ભલકા સાંધ માંહેલા, જ્ઞાન ગોળ છોડજી.
પહેલે મોરચે માર મમતા, કુબુદ્ધિના કોટ તોડ. નિજપદ. ૧
પ્રેમ પીસ્તોલ પકડલે, ધીરપની કર ઢાલજી;
શબ્દ દીવે સંચરો, અખંડ બ્રહ્મને ભાળ. નિજપદ. ૨
મોહ મદને સુમતા તારી, જ્ઞાન ધ્યાનમાં ગાળયજી;
અખંડ નામને ઓળખો, તો બ્રહ્મ સ્વતંત્ર ભાળ. નિજપદ. ૩
વચલી ઘાંટી થઇ લે માટી, હરદમ લ્યો હથીયારજી;
શૂરા સમશેર ખેંચશે, સદ્દગુરૂને પ્રતાપ. નિજપદ. ૪
બ્રહ્મ ગરજે ગગનમાં, જ્યાં ત્રિવેણી ટંકશાળજી;
ઓહંસોહં સીડી પકડલે, તો અમરાપુરીની વાટ. નિજપદ. ૫
અમરાપુરના આશકી, નર પાયા પદ નિરવાણજી;
સ્વામી મનોહર બોલીયા, તારા કુડ કપટને કહાડ. નિજપદ. ૬

ભજન ૩ રાગ ઉપરનો.

જીરે તું તારી જડ મુળ હંસા, તું તારી જડ મુળજી;
આપસે તું આપ ભુલ્યો, બોલે છે તે કુણજી. જીરે હંસા ટેક.

બાહેર ભીતર એક હે, દુજો નહિ કોઇ રામજી;
રામ તારૂં નામ છે, તું વેદ વાકયને સુણજી. જીરે હંસા. ૧
જો તુને પતીજ નહિ તો શોધ વેદ પુરાણજી;
ખટ શાસ્ત્ર શું કહે છે, તેનું કહ્યું તું માનજી. જીરે હંસા. ૨
દેહ નહીં તું બ્રહ્મ છે, આ દેહના સહુ ધર્મજી;
તારૂં તુને સુઝે નહી, ત્યાં સુધી તારાં કર્મજી. જીરે હંસા. ૩
ગુરૂનું વચન માન હંસા, શબ્દકું પિછાણજી;
કહે નારણદાસ હંસા, ચઢો પદ નિરવાણજી. જીરે હંસા. ૪

ભજન ૪ રાગ ઉપરનો.

એક કે ઘર આય બંદા, એક કે ઘર આયજી;
દેખ એક ઘર છોડ કર કર, અનેક કયું ભટકાય. બંદા. ૧
એક અજર અખંડ અમર, લક્ષ કુટસ્થ બ્રહ્મ લાયજી;
અનેક જીવ ઇસિ માયા આવરણ, ગુણ ઉભા કરી ગાય. બંદા. ૨
ગુણરહિત નિરગુણ ગોવિંદ, પુરણ આનંદ પાયજી;
આપ જોયા જગત ખોયા, મનકા સંશય મિટાય. બંદા. ૩
સુવર્ણ કેરા ઘાટ સરવે, નામરૂપ ઠેરાયજી;
સુવર્ણ એક રસ રૂપ સોઈ, ઘાટ થીર નહીં થાય. બંદા. ૪
મૃત્તિકાના ઘાટ સરવે, ઘર હવેલી ચણાયજી;
નામ રૂપ ગુણ ક્રિયા નહિ, ભૂમિ અખંડ સભાય. બંદા. ૫
કર્યું શ્રીફળ સાકર કેરૂં, ખવાય જ્યાંસે ખાયજી;
કેવળ એમ અભ્યાસ કરતાં, જીવ બ્રહ્મ હો જાય. બંદા. ૬

ભજન ૧.

પ્રગટ હીરો મારગમાં પડીયો, જડ બુદ્ધિ જીવ ગોવાળાને જડીયો;
અજાની કોટે બાંધીને આથડીયો, તો પારખુ ન કર્યું એના પિંડનું રે. ૧

ત્યાં એક પુરૂષ વિવેકીરે આયા, દેહરહિત સ્વરૂપે છે ડાહ્યા;
અજા ઓળખતામાં હિરલો ઓળખ્યો, નાણું મળ્યું નવ ખંડનું રે.૨
ઓરી કરો વસ્તુ પરી કરો અજા, ઘેર લઇ જઈએ પામીએ લજ્યા;
મણી જડયો હાથ અમે કરી મજા, તો ભજીએ સોહં શુદ્ધ ભાવશું રે.૩
ભાવ અખંડીત સોહી બ્રહ્મ ભાસે, અરૂપ સુરતી દીસેરે આકાશે;
આનંદ કીરણ સોઇ પ્રકાશે, તો લટકાં કરે બ્રહ્મ લ્હાવથીરે. ૪
વનરે વસ્તીમાં વશી રહ્યા વાહાલો, અણુ એક ઠામ નથી
હરિ વિના ઠાલો;
કેવળરે શુદ્ધ થાય મન કાલો તો કોણુ કેનાં સાધન કરેરે. ૫

ભજન ૨.

મંદીર કાચનું શ્વાન આવ્યું માંહી, ચૌદેશ ભાસે પોતાકેરી છાંહી;
જુઓ ભ્રાન્તિ જીવ ભસી ભસી થાકયો તો, એવો જગત
બધો જાણવોરે. ૧
એરે મંદિરમાં પુરૂષ એક આયા, લક્ષ વૈરાગને સ્વરૂપે છે ડાહ્યા;
પોતાનું સ્વરૂપ જથારથ પાયા તો મારે આણંદ ઉર માણ્યોરે. ૨
અમૂલખ હીરો ધર્યો પશુ આગે, પશુ લેવે નહીં એને ખડ
મીઠો લાગે;
જુઓ મુરખ જીવ એમ ભીખજ માગે તો તાગે નહી તાપ
તન તણારે. ૩
લક્ષ વૈરાગમણી જેણુ લીધો, તેનો સર્વ સ્વારથ કારજ સીધ્ધો;
દેહ ધારણુ ફરી નવ લીધો, તો મોહ ટળ્યા તનમનતણારે. ૪
આપ અમાપ શોભી રહ્યા આપે, થાપે ઉથાપે તેણુ કોણુ થાપે,
અદ્વૈત સ્વરૂપ અભેદ અમાપે તો ભાવાતિત સબળ ભર્યારે. ૫
મક્ષડી એક વાંદર આવી અડીયો, સાથે ચૈતન પુરૂષ તે ઉપર ચડીયો.

નીચે નરસિંહ આવી હોનુકું નડીઓ, તો પકડ છાયાસેં
વાંદર પડયોરે. ૬
પુરૂષ કહે હું તો છાયામાં નાંહી, એક અખંડ અદ્વૈત રૂપ હોઇ;
કહેવામાં શબ્દ ન આવે કાંઈ તો જુઓરે કેવળને આંનંદ જડયોરે.

ભજન ૧.

પુરી જેને ગુરૂ સંગાથે પ્રીત, સંશય સેજ છુટેગા. ટેક.
દયા કરીને ગુરૂ દીયા ઉપદેશા, સમરૂં નામ નિરંતર શેષા;
કાળ ક્રોધકા મીટયા કલેશા, રેહણીકી ઓહી રીત સંશય. ૧
રેહેણી સોઈ રામ રંગમાં રાચે, બંસરી ગગન ધુન અનહદ બાજે;
તન મન વિષયા ભાવની ભાગે, જન થયારે અજીત સંશય. ૨
અજીત સોઇ આત્મજ્ઞાની કહાવે, પુરણ બ્રહ્મ અગોચર પાવે;
સહેજમાં સહેજ સ્વરૂપ મિલજાવે, નહિ અનિત એતો
નીત્ય સંશય. ૩
નીજ સ્વરૂપ સબ ગુણસે ન્યારા, વાણી ચાર પાર જુઓને વિચારા;
કહે કેવળ કર શુદ્ધ નીજ પ્યારા, એ છે અક્ષરાતીત. સંશય. ૪

ભજન ૧. (મુખડાની માયા લાગીરે મોહન તારા) એ રાગ.

અનુભવી સંત આવો, લક્ષસેં અલક્ષ લાવો;
પ્રેમરસ સેજે પાવોરે, આનંદરૂપી અનુભવી. ૧
ત્વં પદ રહ્યો ત્યાગી, જોયું મેં તત્પદ જાગી;
લક્ષ તો અસીપદે લાગીરે, આનંદરૂપી અનુભવી. ૨
કર્મકો કર્તા નાંહી, નામનો ઉપાસી નાંહી;
ગુણાતીત ગુણ ગાઇરે, આનંદરૂપી અનુભવી. ૩
જપું નિત્ય અજપા જાપ, ટાળું ત્રિવિધિના તાપ;
આપમાં સમાવું આપરે, આનંદરૂપી અનુભવી. ૪

વેદ ચાર શબ્દવાણી, નામરૂપની ભ્રાન્તિ નાણી;
જોતાં વસ્તુ પાસે જાણીરે, આનંદરૂપી અનુભવી. ૫
વસ્તુ કેવળ તાણો વાણો, મહાપદ કોઈ સેજે માણો;
જીવ ઈશ્વર બ્રહ્મ જાણોરે, આનંદરૂપી અનુભવી. ૬

ભજન ૧ રાગ લાવણી.

તારી સ્થીર વ્રતી ના સ્થાપી, પંડકું કયા રબડાવે પાપી. ટેક.
નિરગુણકું તો નિરખ્યા નહિ ને માયા વ્રતી રહ્યો માપી;
સદ્‌ગુરૂ સંતોને સેવ્યા નહીરે, તારે વિષયાકાર રહ્યો વ્યાપી. પં. ૧
રાગ સમજ શણગારૂરે ગાયો, જાપ જપે છે દીન રાતી;
દેવલ દેવલ દરશન કરતો, તારા મનની તૃષ્ણા ન કાપી. પં. ૨
ઘાટ અનેક તું ગંગારે નાહ્યો, તિરથ વ્રત રહ્યો તાપી;
તોહે તારા મનનો મેલ ન ગયો, ઘણી કીડી જંતુ પગ ચાંપી. પં. ૩
પાત્ર સંતને પોષ્યા નહીને, નાણું કોડી ન આપી;
પાખંડ ફોગટ ફેરા ફરિયો, બુદ્ધિ અવિદ્યા આવી. પં. ૪
કંઠી બંધાવી કાન કુંકાયા, છાપાં તિલક રહ્યા છાપી;
કહે કેવળ જીવ બહુ કુટાયો, વસ્તુ મળી નહીં અમાપી. પં. ૫

ભજન ૨ રાગ ઉપરનો.

નીજ અનુભવમાં તું ન આયો, ગાંડા ગીત સમજ બિન ગાયો. ટેક.
ખબર નહિ તેરા તનકી, તું રજ બુંદસેં બંધાયો;
જીવ ઈશ્વર દોઉ પરોક્ષ જાણી; ધામ અનેક તું ધાયો. ગાંડા. ૧
ભુલા તુલાની માલમ નહીને, વ્રતી અવ્રતી વવાયો;
જડ ચૈતનનો અધ્યાસ ન જાણ્યો. તું દુનિયામાં થયો ડાહ્યો. ગાં. ૨
કરતા કિરિયા કાહુ કરમકી, તું સ્થૂળ સુક્ષ્મ ગુંથાયો;
જાગ્રત આદિ અવસ્થા ન જાણી, ત્યારે ત્રિપુટીમાં લુંટાયો. ગાં. ૩

ભૂત ભવિષ્ય વર્તમાન ભ્રાન્તી, કાયા ધરી બહુ કુટાયો;
મિથ્યા સુખ માયા કેરૂં માણી, અનર્થ બોજ ઉઠાયો. ગાંડા. ૪
વાણીના પાર વસ્તુ ન જાણી, મન ભૂતે ભરમાયો;
કેવળ કહે જીવ બહુ કુટાયો, પૂરણ બ્રહ્મ ન પાયો. ગાંડા. ૫

રાગ ધોળ ભજન ૧.

સખી મહાપદ કેરી વાત, કોઈ સંત બૂજેરે;
જેને મળિયા સદ્‌ગુરૂ દેવ, તેને સહુ સુઝેરે. ૧
સખી સઘળો આ સંસાર, વાહાલો રહ્યા વ્યાપીરે;
જેનું નામ લીજે કીરતાર, અભયપદ વાશીરે. ૨
સખી ઇંગળા પીંગળા નાર, સુષુમણા નારીરે;
ત્યાં ધરિયે નિરંતર ધ્યાન, સાંસો મારીરે. ૩
સખી નાભીકમળ ઘટ માંય, સોહંગ ઉઠેરે;
ત્યાં જાપ જપે કોઈ હંસ, તાર ન તૂટેરે. ૪
સખી સઘળા રોમેરોમ, લાગે જ્યારે જપવારે;
ત્યારે ઘટના માંહેલા ચોર, લાગે છુપવારે. ૫
સખી પાંચ પચીશકું ઘુંટ, જીવત મરનારે;
સખી સેજે સુરતા સાંધ, ઘડપર ચઢનારે. ૬
સખી આ રસ એવો મીઠો, પ્રેમશું પીજેરે;
આતો સમજી રહ્યાનું કામ, કોઇને ન કીજેરે. ૭
સખી આદ્ય નિરંતર એક, લાગે મીઠોરે;
ત્યાં કહે કબીર વિચાર, મેં પરગટ દીઠોરે. ૮

રાગ ધોળ. ભજન ૨. ( રાગ ઉપરના ).

સખી આવોને સજની મોરી. ગરબે રમીએરે;
આવી શીલ સંતોષની વાત, સાહેબજીને ગમીએરે. ૧

સખી પાંચ તત્વનો ગરબો, દશ માંહી બારીરે;
એને ખેલનારા સંત સુજાણ, પીયુજીના પ્યાસીરે. ૨
સખી ગરબો છે પણ કાચો, હળવાં ફરીએરે;
મુકી લોક લજ્યા કુળ કામ, મરજાદા મેલીએરે. ૩
સખી સનમુખ ઉભા પેઉજી, જુગતે ઝાંખ્યારે;
એવા સંત સુઘડ સુજાણ, નેણાં ભરી નિરખ્યારે. ૪
સખી શીરગુણ મીસરી ખાંડ, સો કોઈ ફાકેરે;
આતો નિરગુણ કડવો લીંબ, કોઇ સંત ચાખેરે. ૫
સખી જેને મળિયા સતગુરૂ દેવ, તે સંત જાણેરે;
આવી ખરી ખબર ખેમદાસ, બેઠા મોજે માણેરે; ૬

ભજન–૧ ધોળ.

જેણે સદ્‌ગુરૂ સેવ્યારે, તીહાના તો નિરભે પટા;
મસારા છે મોઘારે, રોજીના તો લાખ ટકા. ૧
સબ સઘળામાં ખેલીએરે, પાછો પાઉં કેમ ધરિએ;
દશ વીશને હડાવીરે, ગગન ઘડ જઇ ચઢીએ. ૨
ગગનઘડ ઘેરયોરે, કામ જેનું કડ ઘડે;
જઇ મેહેલામાં સમાણીરે, જડીત્રના હીરલે જડે; ૩
પ્રતાપ ગુરૂજીનોરે, મહારાજે તો મેહેરો કરી;
ધર્મદા કહે ધન ધનરે, દેખાડી ગુરૂએ દેવપુરી. ૪

રાગ પદ–ધોળ.

મન મારૂં થયું છે રંગીરે, ચાલ્યું શામળીઆના સંગીરે;
સુરતા મારી શુન્યમાં ચાલીરે, સાહેબજીના ચરણમાં માલીરે. ૧
માયા તો છે મદના માંડારે, પડયા રહેશે દેહને ડાંડારે;
આજે મારે દેવ દીવાળીરે, નિશ્ચયવાળા લેશે તાળીરે. ૨

રેવાગુરૂ રંગમાં તાલીરે, મલ્યા મને દેવ મોરારીરે;
ગુરૂએ મારે કીધી છે મેરચોરે, આવે મને પ્રેમની લહેરચોરે. ૩
હરદમ મેં તો લીધા છે હેરીરે, ગગનની તો સાંકડી શેરીરે;
ગગનમાં તો ગોહરો ગાજેરે, મધુરી મોરલી વાજેરે. ૪
ગગન મેં તો જોયું છે ગોતીરે, દીસે માંહી અખંડ જ્યોતીરે;
શુન્યમાં તો હીરા જ્યોતીરે, વિરસે માંહી નીરમલ મોતીરે. ૫
ઓહંગ સોહંગ શબ્દ મેં કીધારે, પ્યાલાતો પ્રેમના પીધારે;
દાસના દાસ બા જતુરે, મલી એક અનુપમ વસ્તુરે. ૬

### રાગ ભજન–ધોળ.

આરે અવસરમાં જેણે સદગુરૂ સેવ્યા, વસ્તુ તો દીધી બતાવી
સોહાગીલાલ. આરે. ટેક. ૧
સંતસમાગમ જેને વાલેરોલાગે, વાદવીવાદ મટી જાયરે. સો. આ.૨
ઓહંગસોહંગ શબ્દ નાભીથી ઉઠે, શુન્ય શિખર ગઢ જાયરે. સો.૩
પરાપશ્યતિ મધ્યમાં વૈખરી વાણી, મધ્યમ ઘાટ ઘડાયરે. સો. ૪
ચળ અચળમાં માહાલે અખંડ બીહારી, જ્યાંરે જોયે ત્યાં
તેવા થાયરે. સો. ૫
ચંદ્રા સુરજ [illegible] એક ઘર લાવે, સુરત નુરત ભળી જાયરે. સો. ૬
આઠોરે પોહોર જેને લાગી ખુમારી, આવાગમન મટી જાયરે.સો.
અનુભવ ઉગ્યોને થયુંરે અજવાળું, અજ્ઞાન તિમિર ટળી જાયરે.સો.
અનહદ વાજાં વાજે ગગનમંડળમાં, ઘોર શબ્દ ત્યાં તો થાયરે.સો.
એકવીસહજાર છસે દમને સાધે, રણુંકાર શબ્દ ત્યાંતો થાયરે. સો.
હરીરે દાસનીજ નામ જપિ લ્યો, હરી ભજે હરીમાં સમાયરે. સો.

### રાગ પ્રભાત–ધોળ.

ભાવ પતિવ્રતાનો ભૂલ્યો, બુદ્ધિ તેની બગડેરે;

સાન ગુરૂની ક્યાંથીરે આવે, વસ્તી છોડી ગયો વગડેરે. ભાવ. ૧
શોભા સારૂ સેવા કરે, ભાવ ગુરૂથી ભાગેરે;
શીરના સાટે સદ્દગુરૂ સેવે, તો અનુભવ ઉર જાગેરે. ભાવ. ૨
અનુભવ જાગે વસ્તુ આગે, માગે નહિ કાંઈ માયારે;
માયા માગી તેણે મહાદુ:ખ વેઠયાં, લક્ષ ચોરાશી પાયારે. ભા. ૩
રાજપાટને હુકમ ઠકરાઈ, એ ચાર દિવસનો ચટકોરે;
મોહ મત્સરમાં ફરે મદમાતો, ભેદ વિના નર ભટકયોરે. ભા. ૪
ભટકયો બહુ અજ્ઞાની અભાગી, જાગીને ના જોયુંરે;
બુદ્ધિના હીણા ધનને જોબન, બધું ખરવિદ્યામાં ખોયુંરે. ભા. ૫
ખર સંગાથે રંગમાં ખેલ્યો, મેહેલ્યો નહીં મન મેલરે;
સ્વપ્ન વસ્તુની સાહેબીમાં ભૂલ્યો, બન્યો ઘાંચીનો બેલરે. ભા. ૬
તાજો બેલ તરીલાં તાણે, માણે ઘાંચી માયારે;
કેવળ સમજ્યા વિના જીવ કુટાણો, દીલમાં થયા બહુ ડાહ્યારે. ભ. ૭

પદ ૨ જું રાગ ઉપરનો.

હીરા મોતી નામ હરિનું, માયાની મુકો વાતોરે;
કહે પ્રીતમ મ્રગજળને દેખી, રખે પીવા તું ધાતોરે. ૧
ધાયા તે તો ધૂળ કમાયા, ડાહ્યા થઇ ડંડાયારે;
કહે પ્રીતમ માયાને મૂશળે, ખૂબ તરે ખંડાયારે. ૨
ખંડાયા તે ખોળ્યા ન જડયા, આટો થઇને ઉડયારે;
કહે પ્રીતમ સંસાર સમુદ્રે, બહુ વારે તે બૂડયારે. ૩
બૂડયા તેને કોણ બચાવે, આપે અવળા ચાલેરે;
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસો ગળામાં ઘાલેરે. ૪
હીરા તો ઉપદેશ ગુરૂનો, મૂળ અવિદ્યા જાણોરે;
કહે પ્રિતમ પરમારથ પ્રીછો, મહાપદને કોઈ માણોરે. ૫

### પદ ૩–રાગ પ્રભાત.

ચૌદ વિદ્યા ગુણ ભણ્યો ચતુરાઈ, પળ એક ને પરમાણુરે;
ખટ શાસ્ત્ર ને બુટિઓ સારી, જોગ આઠે અંગ જાણુરે. ૧
રિદ્ધિ નિદ્ધિ અષ્ટ સિદ્ધિ સમાધી, પાંચ મુંદ્રા શીશ પાયોરે;
જંત્ર મંત્ર તંત્ર માત્રા, ગાન તાન શું ગાયોરે. ૨
કથે અક્ષર કાવ્ય કાજી, જાણી ઓરકું ભણાવેરે;
કેવળ એક ન જાણ્યો આત્મા, એ બુદ્ધિ ઘાટ બનાવેરે. ૩

### પદ ૪–રાગ ઉપરનો.

બુદ્ધિ ઘાટ વૈરાટ બંધાણો, રજ બિંદ ચોરાશીરે;
ન્યારો રહે જેમ ઘટનો કર્તા, એમ ન્યારો રહ્યો અવિનાશીરે. ૧
નિરગુણ રૂપ બાંધ્યામાં નાવે, બુદ્ધિ વાસના બાંધેરે;
અભેદ અછેદ અડોલ આત્મા, સુરતી તાર શું સાંધેરે. ૨
મન કલ્પે તે સરવે માયા, માયામાં શું મોહ્યોરે;
મેલે મેલ ન જાય મુરખા, ધૂળ કીચમાં ધોયોરે. ૩
ક્યારે મેલ ટળશે કાયાનો, જ્યારે નિર્મળ જળમાં નહારે;
કેવળ સંત સમાગમ કરતાં, મન નિશ્ચળ થીર થાયરે. ૪

### પદ ૫–રાગ ઉપરનો.

સંત સમાગમ સાધન સાચું, પ્રગટ વસ્તુ પાયોરે;
ઓર સાધન કરમ ઉપાશી, વાણીમાં વવાયોરે. ૧
ત્રણ લોક વાણી વિસ્તારા, મુરખ ત્યાં ભરમાયોરે;
એક શબ્દને પાર આત્મા, અનુભવ જેને આયોરે. ૨
અનુભવ આયો પ્રગટ પાયો, ધાવે નહી કોઈ ધામેરે;
હરિ ગુરૂ સંતોને હરખે સેવે, માગે નહિ ધન ધામેરે. ૩
સર્વાંતર એક સદ્દગુરૂ સ્વામી, ભ્રાન્તિ જુગને જાગીરે;
કેવળ અનુભવ ઉર પ્રકાશ્યો, મમતા મનથી ત્યાગીરે. ૪

પદ ૧–(સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું.) એ રાગ.
સમરી લે શ્રી રામ હો મન મેરા, સમરી લે શ્રી રામ.
રામનામ છે સમરણ સાચું અંતે આવશે તારે કામ. હો. ૧
ભજ નિરંતર અંતરમાંથી, બેસે નહિ કાંઇ દામ. હો મન. ૨
ધનજોબન ભગિની સુતદારા, એ સ્વારથીયાં છે તમામ. હો. ૩
કાયાને માયા બાદલની છાયા, પળ રહેના ઠામ હો મન. ૪
સાચું શરણું લે શ્રી હરિનું, પતિત પાવન ઘનશ્યામ. હો મન. ૫
ભક્ત ઉધારણ ત્રિભોવન તારણ, સુખ સાગર સુખધામ. હો. મ. ૬
દાસ સોમા નામ સમરણથી, ઠરીને બેશીશ તું ઠામ. હો મ. ૭

પદ ૨—રાગ ઉપરનો.

પ્રભુકો ભજન ના કીયો, હો લોભી મન તેં;
કામ ક્રોધ લોભ મોહકેરે કારણ, લક્ષ બેરી જનમ તેં લીયો. હો. ૧
અનંત બેરી વાર માતાકે ઉદરમેં, દાતાકું કોલ તેં દીયો; હો. ૨
ગમાર બુદ્ધિમાં જીવ કુટુંબ ગુંથાયો; વિષયાના પુરમાં વહ્યો. હો. ૩
કેવળ કહત જીવ બહુત કુટાયો, પ્રેમરસ કબુ ના પિયો. હો. ૪

પદ ૩ રાગ ઉપરનો.

સતસંગ કબુ ના કિયો; અભાગી જીવ તેં.
નિવૃત્તિ તો સુપને ન પામ્યો, પ્રવૃત્તિ પુરમાં વહ્યો. અ. જી.
વહેવારમાંરે શૂરોપુરો થઇ હાલ્યો, પરમારથ અર્થ ના લહ્યો. અ.
મનુષ્યાદેહી દેવતાકું દુર્લભ, જન્મ અકારથ વહ્યો. અભાગી. ૩
આત્મજ્ઞાન હિરદામાં ન આવ્યું, હંસ થઈ કાગમાં ભળ્યો. ૪
સત્યને છોડી અસત્યે જઈ વળગ્યો, સત્ય દેહ માની લીયો. અ.
આશાને તૃષ્ણાના પુરે જઈ ચઢિયો, વિષય વિષ ઘોળી તેં પીયો.
કહત સોમદાસ જોને જીવ જાગી, અવસર જાય છે વહ્યો. અ. ૭

## પદ ૪–રાગ ઉપરનો.

પ્રેમરસ અજર પીયો, ભાઈ પુરા જને,
દીપક દેખી જેમ પડત પતંગા, કાયાકો હોમ કીયો. ભા. ૧
ચકોરકી વૃત્તિ જેમ ચંદાકે ચરણુમેં, લક્ષ કર અમી તો લીયો.
મોહ કેરે ચોહમે મરત મૃગ બનમેં, તનમન નાદકું દિયો. ભાઈ. ૨
કેવળ કહત પ્રેમ આગળ કેસી ક્રીયા, બ્રહ્મરૂપ સેજમેં ભયો. ભા.

## પદ ૫–રાગ ઉપરનો.

અબ હો ગઈ મોપે, સત્ય શબ્દ કેરી સાન. અબ હોગઈ. ૧
સંત સમાગમ સદ્ગુરૂની સેવા, પ્રેમે કીયોહે પયપાન. અબ. ૨
દિવે જ્યું દીવા ધર્યા હે મંદિરમેં ઉડી ગયોહે અજ્ઞાન. અબ. ૩
નવદ્વારમેં નિશ્ચે નવ દેખુ, પ્રગટ થયો છે આત્મ ભાણુ. અ. ૪
સંતચરણુ રજ કેવળ શીરસાટે, ત્યાંહી તો લગ્યોહે મેરો ધ્યાન.૫

## પદ ૬–રાગ ઉપરનો.

અબ સબમેં દેખો, સત્ય સ્વરૂપ સત્ય સોઇ. અબ સબમેં ૧
દૂધનમેં જ્યું ધ્રત રહતહેં લક્ષ કર લીયોહે વલોઇ. અબ. ૨
બાસ ફુલનમેં રહીહે બાસી, તેલફુલેલ તલ દોઇ. અબ. ૩
કાષ્ટમેં જ્યું અગની રહતહે, હુતાશન મિલે તો રૂપ હોઇ. અ.
કેવળ કહત નિત્ય સત્સંગ કીજે, જીવતાં અજીત રહે સોય. અ.

## પદ ૧–ભજન.

ચાલો મન ચાકરી રેહો જઈએ, આપણુ ખરોરે મસારો ખાઇએ.૧
હીંમત હથીઆર રેહો બાંધી, તેના ઉપર જ્ઞાનની ગોળીઓ સાંધી.૨
પાંચને મારજો રેહો પેહેલા, નગરી જીતીને આવજો વેહેલા. ૩
પીછ પરદેશથી રેહો આવ્યા, કહોને ભાઇઓ શીશી કમાણીઓ
લાવ્યા. ૪

હરિયો નાંખ્યો રેહો ડાહોળી, હરિ ભજી હીરલો લીધો મેં ખોળી.૫
દાસ મીઠાના રેહો સ્વામી, તન મન સોંપ્યાં મેં અંતરજામી. ૬

પદ ૨–રાગ ઉપરનો.

ભજન કરીલ્યોરે હો ભાઈઓ, આ કાયાનો કાચો પઈઓ;
કડીએ રચીયોરે હો કાચો, તેને તમો રંગે રૂપે શું રાચો. ૧
પ્રથમ આપણુરે હો ખોટા, જેવા પાણીના પરપોટા;
ફુલ્યા જાસો રેહો ફુટી, જાણુજો આરે જુવાની જુઠી. ૨
ભયના માર્યારે હો મરશો, તાર્યા સદગુરૂના તરસો;
દાસ મીઠાના રેહો સ્વામી, તન મન સોંપ્યા મેં અંતરજામી. ૩

પદ ૩–રાગ ઉપરનો

હરિને ભજતાં રે કોઈ વારે, તેને લેઇ ઘાલસે જમને બારે;
પાપીડાં પ્રલય રે હો થાશે, નીંદાનાં કરનારાં નરકમાં જાશે.૧
હરીજન લોકડાંરે હો દાઝે, શીરપર સામળીઓ વર સાજે;
શીરના સાટે રે નહિ મુકું, આવ્યો અવસર તે કેમ ચુકું. ૨
અવસર નાવેરે હો ફરીને, કોને ભાઇઓ કયારે ભજશો હરિને;
તન ધન જાય તો રેહો જાજો, કાહાન મોહનવર હરિ ગુણ ગાજો.૩
દાસ મીઠાના રેહો સ્વામી, તન મન સોંપ્યા મેં અંતરજામી.૪

પદ ૪–રાગ ઉપરનો.

સાંભળ સુજની રેહો કહું છું, શીખામણ હું તુજને દઉં છું;
સગપણ સાચું રેહો કરજો, જે હોય કાચું તે પરહરજો. ૧
ડગ મગ મનની રેહો મેલી, સંગત કરજો સાધુજનની;
હરિજન હરિને રેહો વહાલા, બીજા શું જાણે કબુદ્ધિ કાલા. ૨
હરિજન હરિમાં રેહો રહે છે, શ્રુતિ સાખ પુરાણ એમ કહેછે;
પગલાં ધોઈ ધોઈને હો પીજે, તન મન ધનને અર્પણ કીજે ૩.

જેમ વાળે તેમ રેહો વળીએ, ભ્રાંતિ ટાળી ભેળા ભળીએ;
જેમ રાખે તેમ રેહો રહીએ, મેહેણું જગતનાં સઘળાં સહીએ. ૪
કારજ તારે રેહો થાશે, નહિતો અવસર એળે જાશે;
એ શીખામણ રેહો મારી, જન વેહેરો કહે છે જો વિચારી. ૫

પદ—૫ રાગ ઉપરનો.

જો તું વિચારી રેહો જુક્તિ, જીવન પદ છે જીવન મુક્તિ;
જીવન મુક્તા રેહો જોગી, અખંડ અનુભવ રસના ભોગી. ૧
જાગ્રત પદમાં રેહો જાગ્યા, કામ ક્રોધ મદ લોભ ન લાગ્યા;
મન શીતળ ચીત રેહો સમતા, હરખ શોક ન મોહ ન મમતા. ૨
ભેદાભેદ રેહો ના જાણે, વિમળ વિવેકી મત ના તાણે;
સૌને સરખાં રેહો ભાળે, આતમ જાણી દયા ઉર ધારે. ૩
સાચા હોય તે સત્યજ દેખે, ઘટઘટ પુરણ બ્રહ્મને પેખે;
બીજું કોણેરે ના કલ્પે, જે જેનું હોય તે તેને અરપે. ૪
કરમ ન લાગે રેહો કરતે, દેહના સાક્ષી થઇને તે વરતે;
અકળ કળા છે રેહો એની, મહીમા વરણી મુખ ન જાય તેની;
સુખ દુઃખ સરખાં રેહાં જાણે, જન વેહેરો કહે વેદ વખાણે. ૬

પદ—૬ રાગ ઉપરનો.

મહા પદ લાધ્યું રેહો જેને, બીજાં સાધન ન રહ્યાં તેને;
સેજ સમાધી રેહો લાગી, અનુભવ જોત નિરંતર જાગી. ૧
વાજાં અનહદ રેહો વાજે, અર્ણવ પ્રણવ લેહેરે ગાજે;
ગંગા જુમનાં રેહો વેહે છે, ત્રીવેણીમાં તાલ મળે છે. ૨
જન ત્યાં આવે રેહો ઝાઝા, ત્યાં છે સકળ પુરૂષનો રાજા;
દેવ મુનિનો રેહો મેળો, ભાવીક સંઘ થાય ત્યાં ભેળો. ૩
અક્ષર વટ છે રેહો એમાં, વાસો વિશ્વપતિનો તેમાં;

તે તિરથમાં રેહો નાહાસે, કાગ મટીને હંસજ થાશે. ૪
પિંડજ તેમાં રેહો ધરશે, કુળ ઈકોતેર સત્યજ તરશે;
નિરમળ થાશે રેહા કાયા, પ્રેમ પ્રયાગ વિષે જે નહાયા. ૫
સંત પુરૂષની રેહા સંગે, છોટમ નહાયો પરમ ઊમંગે. ૬

## ગુરૂ મહિમા.

### ચોપાઈ.

ગુરૂ ગુરૂ કહી સબ વિશ્વ પોકારે, ગુરૂ સોઇ જો ભરમ નીવારે;
બહુત ગુરૂહે અસ જગમાંહી, હરે ઘન ભવ દુઃખ કોઉ નાંહી. ૧
તાતે પ્રથમ પરિક્ષા કીજે; પીછે શીશ હોય ઉપદેશ લીજે;
બીન જાણે જો કોઇ ગુરૂ કરહી, સો નર ભવ સાગરમેં પરહી. ૨
પાખંડી પાપી અવિચારી, નાસ્તીક કુટીલ વૃત્તી બકધારી;
અભિમાની નિંદીક શઠ નટ ખટ, દુરાચાર ઉત અબળા લંપટ. ૩
ક્રોધી ક્રૂર કુતર્ક વીવાદી, લોભી સમતા રહીત વીષાદી;
ઈસ ગુરૂ કબહી ભુલે ન કીજે, ઈનકો દુરહી સે તજી દીજે. ૪
નીગમાગમ રહસ્ય કે જ્ઞાતા, નિસ્પ્રેહી હીત અનુસાસન દાતા;
દયા ક્ષમા સંતોષ સંયુક્તા, પરમ વિચારમાન ભવ મુક્તા. ૫
લોભ મોહ મદ મત્સર આદી, રહીત સદા પરમાર્થ વાદી;
રાગ દ્વેષ દુઃખ દ્વંધ નીવારી, રહે અખંડ સતવૃત્તિ ધારી. ૬
કૃપા ભકતનપર કરી પ્રીતિ, યથા શાસ્ત્ર શીખવે શુભ નીતિ.૭

### દુહો.

જીનકે સુપને ક્રોધ હું, ઉર ન હોત પ્રવેશ;
મધુ વચન કહી પ્રીતિ યુત, દેત સબહી ઉપદેશ ૧

ચોપાઈ.

વીધવીધ ભ્રાતિ નિશ્ચે કરવાઈ, ભીન્ના ભીન્ન સબ ભેદ લખાઈ;
સત્ય મીથ્યા વસ્તુ પરખાવે, સુગતી કુગતી મારગ દરસાવે;
તેહી ગુરૂકી શરણાંગતી લીજે, તન મન ધન સબ અરપણ કીજે. ૧

દુહો.

એહી વીધિ ગુરૂકે શરણ હોય, કરે નીરંતર સેવ;
ગુરૂ સમ જાણે ઓર નહી, ત્રીભુવનમાં કોઇ દેવ. ૧

ચોપાઇ.

જે ગુરૂકો માનુષ્ય કરી જાને, તીન સબકો નીરભાગ્ય આને;
બુદ્ધિરહિત નર પશુ સમાના, હે પ્રત્યક્ષ બીન પુંછ વીનાના. ૧
વિશ્વ શેષ વીદીત પ્રભુતાઈ, ગોવિંદસે ગુરૂકી હે ભાઇ;
ગોવિંદકી માયા વશ પ્રાણી, ભોક્તે દુઃખ ચોરાશી ખાણી. ૨
ગુરૂ પ્રતાપ ભવ મુલ વિનાશે, વિમળ બુદ્ધિ હોય જ્ઞાન પ્રકાશે;
સુખ અખંડ નર ભોગે જાઇ, જીવતાં જીવન મુક્તિ પાઈ. ૩
ગુરૂસે શ્રેષ્ઠ ઓર જગ માંહી, હરી વીરંચી શંકર કોઉ નાહી;
સહોદર સુત પીતુ મહતારી, ગુરૂસમ ન કોઈ દુજા હીતકારી; ૪

દુહો.

જાકે રક્ષણ ગુરૂ ધણી, શકે કાહુ કરી ઓર;
હરી રૂઠે ગુરૂ શરણ હે, ગુરૂ રૂઠે નહી ઠોર. ૧

ચોપાઇ.

યોગયજ્ઞ જપતપ વ્યવહારા; નિયમ ધર્મ સંયમ આચારા. ૧
વેદપુરાણ કહે ઢોલ બજાઇ, ગુરૂ બીના સબ નીષ્ફળ હે ભાઈ. ૨
ગુરૂવીના મન શુદ્ધ કબહુ ના હોઇ, કોટી ઉપાય કરે જન કોઈ. ૩
ગુરૂવીના જ્ઞાન વિચાર ન આવે; ગુરૂવીના કોઈ ન મુક્તિ પાવે. ૪

ગુરૂવીના ભુતપ્રેત તન ધારી, ભમે સહસ્ર વરસ નરનારી; ૫
ગુરૂવીના જમકે હાથ વેચાઈ, પાવે દુઃખ ઔર મન પસ્તાઈ. ૬
ગુરૂવીના સંશય કોણ નીવારે, હૃદય વિવેક કોણ વીધિ ધારે. ૭
ગુરૂવીના નહી અજ્ઞાન વીનાસે, નહી નીજ આત્મજ્ઞાન પ્રકાશે. ૮
ગુરૂવીના બ્રહ્મજ્ઞાન જો ગાવે, સો નહી મુક્તિ પદારથ પાવે. ૯
તેહી કારણ નીસપ્રેહી ગુરૂકીજે, સુર દુર્લભ તન ખોય ન દીજે. ૧૦

દોહરો.

વેદશાસ્ત્ર અરૂ ભાગવત, ગીતા પઢે જો કોઇ;
તીનકાલ સંતુષ્ટ મન, બીન ગુરૂ કૃપા ન હોઈ. ૧

ચોપાઇ.

અખિલ વિબુધ જગમે અધિકારી, વ્યાસ વસિષ્ટ મહાન આચારી;
ગૌતમ કપિલ કણાદ પાતંજલી, જૈમિની વાલ્મીક ચરણ બલી. ૧
એ સબ ગુરૂ કે શરણ આયે, તાસે જગમે શ્રેષ્ઠ કહાયે;
યાજ્ઞવલ્કય અરૂ જનકવિદેહી, દત્તાત્રી ગુરૂ પરમ સનેહી. ૨
ચોવીસ ગુરૂ કીને જગમાંહી, અહંકાર ઉરમાં રાખ્યો નાંહી;
ઇંદ્રાદિ જો ભયે ભકત જન, અમરિષ પ્રલ્હાદ વિભિષન. ૩
ઔર હુ જતી તપી વનવાસી, એ સબ ગુરૂકે પરમ ઉપાસી;
હરિ વિરંચી શંકર ઉપદેશ લીના, નારદે ઢિમરકો ગુરૂ કીના. ૪
સંત મહંત સાધુ હે જીતે, ગુરૂ પદ પંકજ સેવહી પ્રીતે;
શેષ સહસ્ર મુખ ગુણ બહુ ગાવે, ગુરૂ મહિમાકો પાર ન પાવે. ૫

દુહો.

રામકૃષ્ણસે કોન બડા, તીન હુતો ગુરૂ કીન;
તીન લોકકે હે ધણી, ગુરૂ આગે આધીન. ૧

ચોપાઈ.

તપ વિદ્યાકો કરી અભિમાના, પાયે લક્ષ્મી સંપતી નાના;
જો નહીં ગુરૂકો શીશ નમાવે, સો નર અજગરકો તન પાવે. ૧
નીજ મુખ જો ગુરૂકી નિંદા કરહી, કલ્પ સહસ્ત્ર નરકમેં પરહી;
ગુરૂકી નિંદા સુને જો કોઈ, રાસભ શ્વાન જનમ લે સોઈ. ૨
ગુરૂસે અહંકાર ઉરમેં ધારી, કરે વાદ વીવાદ મુખ અવીચારી;
જો ગુરૂકો તજી ઓરકું ધાવે, હોય દરીદ્રી અતી દુઃખ પાવે. ૩
વીના દરશન નહી ગુરૂકો રહીયે, યહ દ્રઢ નીયમ હૃદયમાં ગ્રહીએ. ૪

દોહરો.

નર્મ ભાવ અતી પ્રીતિ યુત, ચરણે શીશ નમાય;
જો સતગુરૂ આજ્ઞા કરે, લીજે શીશ ચઢાય. ૧

ચોપાઈ

અતિ આધીન હોય બોલે વાણી, રંક સમાન જોડી દોઉ પાણી;
કબહુ ન બેઠે આગે પાઉ પસારી, જંઘા પારં ધરી આસન મારી. ૧
વેદ મંત્રોકા સબ કહ્યા માને, ગુરૂને ગોવિંદ એક સમજાને;
સત્ય અસત્યનો વિચાર કીજે, ગુરૂકા વચન માન કરી લીજે. ૨
ગુરૂકી હે અદભુત પ્રભુતાઇ, ભવસાગરસે સહેજ તરજાઇ; ૩

દોહરો.

ગુરૂ મહીમા અનંત હે, કહી ન શકે શ્રુતિ શેષ;
જીવકી કૃપા કટાક્ષતે રંક હુ હોત નરેશ. ૧

ચોપાઈ.

પ્રથમ વંદુ સત ગુરૂકે ચરના, તાકી કૃપાસે ભવસાગર તરના;
ગુરૂ વીના જ્ઞાન હોત નહી મનમેં, કાળ કર્મ છાઇ રહ્યા તનમેં. ૧
અનેક જન્મ પાયો ભવમાંહી, લખ ચોરાશી છુટે નાહી;

ના ગુરૂ મીલે ના બંધન છુટે, કાળ કસાઇ ઘર ઘર લુટે. ૨
ગુરૂ વિના અડસઠ તિરથ જો કરહી, તાકો પરિશ્રમ નિષ્ફળ ધરહી. ૩
જપ તપ યજ્ઞ હોમ જો કરતે, ગુરૂ વિના વૃથા પચિપચિ મરતે;
વિધવા કરે બહુત શૃંગારા, શોભત નહિ બીન ભરથારા. ૪
તન મન ધન ગુરૂ ચરણે વારો, માન ગુમાન મનહીતે ટારો;
લોક લાજહે જમકી ફાંસી, એ બંધનમેં ડુબકા ખાસી. ૫
હોય આધીન ચરણુ ગુરૂ કેરા, જન્મ મરણુ કો છુટે ફેરા;
ગુરૂહે બ્રહ્મ અખંડ અવિનાશી, રૂપ અરૂપ સ્વયંપ્રકાશી. ૬
એસે ગુરૂ કે શરણુ જો જાવે, કર્મ ભર્મ સબ દૂર બહાવે;
શિષ્ય હોય જો ગુરૂકો સેવે, તન મન ધનસો અરપી દેવે. ૭

દુહો.

ઇશ્વર તે ગુરૂમેં અધિક, ધારે ભકિત સુજાન;
બીન ગુરૂ ભકિત પ્રબીનહુ, લહે ન આત્મજ્ઞાન. ૧

ચોપાઇ.

ગુરૂ સમીપ પુનિ કરિયે વાસા, જો અતિ ઉત્કૃષ્ટ વહે જીજ્ઞાસા;
તન મન ધન વચ અરપી દેવે, જો ચાહે હીયે બંધન સેવે. ૧
તન કરીં બહુ સેવા વિસ્તારે, આજ્ઞા ગુરૂકી કબહુ ન ટારે;
મનમાં પ્રેમ રામ સમ રાખે, વહે પ્રસન્ન ગુરૂ ઇમી અભિલાખે ૨
દોષ દૃષ્ટિ સ્વપ્ને નહિ આને, હરિહર બ્રહ્મ ગંગ રવિ જાને;
ગુરૂ મુતિકો હિયેમેં ધ્યાના, ધારે જો ચાહે કલ્યાના. ૩

દુહો.

બ્રહ્મ રૂપ અહી બ્રહ્મ વિત, તાકી બાની વેદ;
ભાષા અથવા સંસ્કૃત, કરત ભેદ ભ્રમ છેદ. ૧
બાની જાકી વેદ સમ, કીજે તાકી સેવ;
વહે પ્રસન્ન જબ સેવતે, તબ જાને નીજ ભેવ. ૨

## અથ સત્સંગ મહાત્મ્ય.

### ચોપાઇ.

સંત સમાગમ કો સુણુ ભાવા, કોટી યજ્ઞ ફળ ત્યાંહાં સમાવા;
કોટી તીરથકો ફલ પાવે, ઘડી એક સંત સમાગમ જાવે. ૧
સ્વર્ગ મૃત્યુ પાતાલ કે માંહી, સત્ય સંગત સમ દુજા નાહી;
નારદ શારદ સબ ગુણ ગાવે, વ્યાસ વશીષ્ટ સબ સતસંગમેં ધાવે. ૨
જનકાદીક શુકદેવ મુનીવર, સબ પાયે સતસંગતતે ઘર;
રામચંદ્ર સતસંગત પાયે, ગુરૂવસીષ્ટ કે ચરણે આયે. ૩
ઉધવ કૃષ્ણ જગત કે ભૂપા, સતસંગત કરી પાએ સ્વરૂપા;
ઇન સબ મીલી સતસંગત ગાયો, જીને જીને કીનો તીને ફલપાયો.૪

### દોહરો.

એક ઘડી આધી ઘડી, આધીમે પુની આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ. ૧
સતસંગત નિર્મલ સદા, જેસે ગંગોદક નીર;
કાળક્રોધ મલકો હરે; નિરમલ કરત શરીર. ૨
ગંગા તનકો મલ હરે, અંતસકરણકો નાંહી;
સત સંગત પલક કરતહી, દીલકા ડાઘ નસાહી. ૩

### ચોપાઈ.

એક પલક સતસંગત કરહી, અનેક જનમકા પ્રાશ્ચીત હરહી;
જપતપ હોમયજ્ઞ જો કરહી, દેવ શરીર સ્વર્ગમાં ધરહી. ૧
જનમમરણ દુઃખ નહી હોયનાસા, કાળ કરમકી છુટે નહી ત્રાસા;
તાતે સંતસમાગમ કરીએ, સંતચરણમાં ચિત્ત લે ધરીએ; ૨

દોહરો.

મહન્તાઈમાં મદ ઘણો, પંડીતાઈમેં વાદ;
તપસામેં તામસ ઘણો, કોઈ વીરલા દેખ્યા સાદ. ૧
તપ સતસંગત બહુ અંતરા, જેંસે ધરણ આકાશ,
તપસ્યા કીધે તમ હોતહે, સતસંગતે તમ નાશ. ૨
પ્રથમ વંદુ સતગુરૂ, જેથી બુદ્ધિ પ્રકાશ;
જ્ઞાન ભાણુ પ્રગટયો રૂદે, તિમિર થયું સૌ નાશ. ૩
જગતગુરૂ પરમાત્મા, સકલ સૃષ્ટિનો ઈશ;
શાક્ષી એ છે સર્વદા, પ્રીતે પ્રણમું શીસ. ૪
સંચીત ઉજ્વળ હોય તો, ઉપજે ભકતી પ્રેમ;
પ્રેમે નીજ પદ ઓળખે, ત્યાં રહે નહી નેમ. ૫
પ્રેમ આવવો કઠણ હે, કઠીણ તજવો નેમ;
પ્રેમે નીયમજ ટાળીએ, તો સંશય રહેજ કેમ. ૬
સતપુરૂષને પ્રીછવા, ધરો સદા વૈરાગ;
વૈરાગે ગ્રહી જ્ઞાનને, કરો કામના ત્યાગ. ૭
વૈરાગ વીના ત્યાગ શો, નભે નહી નીરવાણ;
ત્યાગ કર્યા વીના વાસના, પડે અધો મુખખાણ. ૮
ખાણ નીવારણ જો ચહો, તો સદા કરો સતસંગ;
સંગે રંગ લાગે સહી, જીતે સત્વર જંગ. ૯
પ્રેમ ભલો પરીબ્રહ્મશું, અવર પ્રેમ દુઃખરૂપ;
અખંડની પ્રીતિ થકી, ટળે શોક ભવ કુપ. ૧૦
નીરગુણ શીરગુણ ભેદને, સમજ્યા શુરા સંત;
વાદ કરી મરતા વહી, પામર વીષયી જંત. ૧૧
દેહ બની તે શીરગુણ છે, નીરગુણ આતમ પહેલ;

પામરને રૂચે નહીં, મુમુક્ષુ જનને સહેલ. ૧૨
માટે પ્રકાર ત્રણ કર્યા, વેદ વિષે નિરધાર;
કરમ ઉપાસના જ્ઞાન એ, સમજણ લેવા સાર. ૧૩
માટે જ્ઞાન ગ્રહણ કરો, વિવેક ઉરમાં ધાર;
અનુભવી આગળ વરણી ગયા, અધીક કરી વિસ્તાર. ૧૪
જ્ઞાન વીના નહી મુક્તિ કો, માટે ઉત્તમ એહ;
જ્ઞાનવાનને ધન છે, જો જાણ્યું આપ વીદેહ. ૧૫
પર ઉપકારી જગતમાં, છે જ્ઞાનીનો દેહ;
સરીતા સમ વાણી વહે, પીએ તરસી જન જેહ. ૧૬
અમૃત સમ વાણી વદે, નહીં જ્ઞાને અભીમાન;
સરીતા વહે જ્યાં જોસમાં, ત્યાંહાં ટકે નહી નીશાન. ૧૭
ખોજી ખોજી અમથકે, ખોજ્યા ચૌદ જહાંન;
સોમા નજરે પદાર્થ આવ્યું નહીં, ગુરૂ ભેઠ સમાન. ૧૮
ભેઠ કરૂં ગુરૂદેવને, અહં મમતા અભીમાન;
સોમા સદ્‌ગુરૂ કૃપા થકી, પાયા આત્મજ્ઞાન. ૧૯

રાગ મંગળ ૧.

ચાલો સદ્‌ગુરૂજીકે હાટ, બુદ્ધિ લાઇએ;
આપણ લઇએ સાહેબજીકો નામ પરમપદ પાઇએ. ૧
કિરતારે તાકો સબ દિયો, દેવો કછુ ન રહ્યો;
સખી તુંરે અભાગણી નાર, અમ્રત તજી વિષ પીયો. ૨
ગઇતી પીયાજીકે મેહેલ, પીયા સંગ ના રહી;
તેરા હિરદે કપટ રહ્યો છાઈ, માન લજા ભયી. ૩
સખી જો ગુરૂ રૂઠયા હોય તો, તરત મનાઇએ;
આપણ હો રહિયે દીન આધીન, ચુક બખશાઇએ. ૪

સખી ગુરૂ હે દીનદયાળ, દયા દિલહો રહી;
તેરા જનમોજનમકા બંધ, તરત છોડાવહી. ૫
સખી ભલો બનો આ જોગ, પ્રેમકા ચોલના;
સખી તન મન અરપું શીશ, સાહેબ હશી બોલના. ૬
સુંનો સખી એક બાત, ભલી એ ધાતરી;
ફીર પીછે પછતાય, જન્મ જાય વીતરી. ૭
કહે કબીર સમજાય, સમજ હિરદે ધરો;
હંસા કરો જાગોજુગ રાજ, કે દૂર મતિ પરહરો. ૮

રાગ—મંગળ ૨.

સખી પીયર રહીરે ભલાય, ઘણા દીન બહાવરી;
અબતો કરી લે સદગુરૂકો સંગ, ચલો ઘર સાવરી. ૧
સખી માત પીતા સુત વીર, તજો પરિવારકું;
સખી ઉભા મુકો સબ લોક, ચલો ભવ પારકું ૨
સખી મામા ઓર મુશાળ, ફુઆ દશ બેનડી;
સખી તજી દે ઉનકો સંગ, કે સનમુખ હોજા ખડી. ૩
સખી બેર બેર મીલના હોય, પીયર કેરા લોકશું;
આપણ મલીએ આપણા દેશ, પૂરવ કેરા જોગશું. ૪
સખ ચઢી કલેશ પર જાય, અગમ ઘર ગમ કીયા;
નીરાધાર નિરલેપ, પીયાણા જહાં દીયા. ૫
સખી ઓલંગ્યા ઓહી ઘાટ, કમળ દળ છેદીયા;
સખી ભમર ગુફાની માંહે નીરંજન ભેઠીયા. ૬
સખી અગમ મેહેલમાં ગઈ, મલી નીજ પેઉથી;
સખી હોગઈ બ્રહ્મ સ્વરૂપ, કે પરહરી જીવથી. ૭
સખી અધર દીપસ્થાન, પુરૂષ એક સારહે;
સત્ય સત્ય કહત કબીર, સોહી ભરથારહે. ૮

### રાગ-મંગળ ૩.

સખી ચાલો ગુરૂજીકે શરણુ, તામસ સબ ત્યાગીએ,
કોઈ ભલા બુરા કહી જાય, વાકો દુઃખ ના લાવીએ. ૧
સખી દુઃખ લાએ હોય રાડ, રાડ સબ નીચહે;
જાકા ઘટમેં ઉપજે કલેશ, સોઇ નર મીચહે. ૨
સદ્‌ગુરૂએ અમૃત આપ્યું હાથ, ભાવે નહીં રાડશું;
સ્વાનકો એહી હે સ્વભાવ, ગ્રહે જાઇ હાડકું. ૩
જાકા પડીયા એહીરે સ્વભાવ, જાયગા જીવસેં;
સંતો લીંબ મીઠા ના હોય, સીંચો ગોળ ઘીવસે. ૪
દયા ક્ષમા રાખે ધીર, તો ભકિત કો અંગ હે;
સત્ય સત્ય કહુત કબીર, આ જગત પતંગહે. ૫

### રાગ મંગળ. ૪

ચોરાશી આશન વાળી, બેઠારે એક ધ્યાનમાં;
જાકા મનવા ફરેરે ચહુદીશ, કયા જાને સત્ય નામમાં. ૧
જાકા ઘાટ સુઘાટસ હોય, અમીરસ પીવનાં;
કોઇ પીવે સંત સુજાન, જુગોરે જુગ જીવનાં. ૨
સંતો છાપ તિલક બનાય, ગોવિંદ ગુણુ ગાવનાં;
કહેણી પણ રેહેણી નહીં લગાર, મુકિત કહાંસે પાવના.૩
સંતો માળા લીધી હાથ, ગજ કાતરણી હે કાખમાં;
જાકી આગમ બુદ્ધિ નાંહી, છુપી રહી રાખમાં. ૪
જાકી સંગતે બગડયો દૂધ, કહોરે કયા કીજીયે;
જામે નહીંરે ઘ્રત કેરી બાસ, વાકો ઢોલી દીજીયે. ૫
નદી કિનારે બેઠો બગ, મેંતો જાણ્યો હંસહે;
હંસ જાણીને કીધો સંગ, મોઢામાં તો મચ્છહે. ૬

સાખી હંસ ચુગે નીજ નામ, ઓર નહી ભાવહી;
હંસા પહોચે અમર લોકમાંહે, બહોર નહી આવહી. ૭
અગમ મહેલ અપાર, હજુર હક્ક બોલના;
કોઈ શુરાનો સંગ્રામ, પ્રેમ પટા ખેલના. ૮
સાહેબ કબીરકા મંગલ, હંસાકોઈ ગાવહી;
હંસા ભવસાગર કે માંહી, ફેર ન આવહી. ૯

**ભજન ૧** (જુના ધરમ લ્યો જાણી મારા સંતો જુના.)એ રાગ

તારો ભરોંસો મને ભારે, વિશ્વંભર તારો ભરોંસો મને ભારીરે હેજી;
ભાગ્ય બડા જેને સદ્‌ગુરૂ મળિયા, ભકિત કરેથી ભય ટાળી. વિ.૧
રામ ભજન પ્રહ્‌લાદજી કરતા, પિતાએ દુઃખ દીધું ભારીરે હેજી;
તાતા થંભે બાથ ભિડાવી, પ્રગટયા નરસિંહ રૂપધારી. વિ. ૨
હિરણ્યાકશ્યપને નખે વધેર્યો, પ્રલ્હાદ લીધો ઉગારીરે હેજી;
શરણુ પડયાને તુંહી બચાવે, દુઃખભંજન સુખકારી. વિ. ૩
નરસૈંમહેતાને હારજ આપ્યો, મંડળીકે કેડો લીધો જ્યારેહેજી;
કુંવરબાઈનું પુર્યું મામેરૂં, ભૂધર થયા વેહેપારી. વિ. ૪
બાઈ મીરાંપર રાણોજી કોપ્યો, નામ જપતાં ગિરધારીરે હેજી;
ગિરધર લાલજી વહારે ચઢિયા, રંગભેર રમ્યા મોરારી. વિ. ૫
રોહીદાસની પાત્રી લીધી, નાત જાત ન ભાળીરે હેજી;
પ્રેમને વશ તું થયો પાતળિયા, કાજી પંડીત રહ્યા પોકારી. વિ.૬
સેના ભગતને સનમુખ રહીને, નાઈ થયા વનમાળી રેહેજી;
અનેક ભક્તોનાં કારજ સુધાર્યો, અકળલીલા તારી. વિ. ૭
દાસનો દાસ સોમદાસ કહે છે, હરી ભજો નરનારીરેહેજી;
પ્રિત્યો જેણે પ્રભુ સાથે જોડી, લાજ જતાં નથી ભાળી. વિ. ૮

## ભજન ૨ જું-રાગ ઉપરનો.

સાચો ભરોસો મને તારો, હરિવર સાચો ભરોસો મને તારોરે હેજી
આનાની જો લાજ જશે તો કોણ જપશે જાપ તારો. હરિવર. ૧
કાળુ ભોઇએ બાનું લીધું, અઘોર પાપ કરનારોરે હેજી;.
બાનું દેખીને ભુપતિ નમિયો, નમિયો સંગાથ સારો. હરિ. ૨
અજામેલ હતો મહા પાપી, અંતે નામ ઉચાર્યોરે હેજી;
મરતી વેળાએ નારાયણ કહેતાં, જમ હાથથી ઉગાર્યો. હરિ. ૩
ગુણકા પોપટને રામનામનો, અભ્યાસ કરાવતી સારોરે હેજી;
કરણી સામું જોયું નહીને, અધમને ઓધાર્યો. હરિવર. ૪
સજના કસાઇને સુખજ આપ્યું, ગર્ભવાસ નિવાર્યોરે હેજી;
નામદેવની ગાય જીવાડી, જગમાં જાહેર થનારો. હરિવર. ૫
ધના ભગતે ધીરજ આણી, હરિ થયા રખવાળોરે હેજી;
મધરાતે છોડાવીને લાવ્યા, મહેતાજીનો કેદારો. હરિવર. ૬
ભાવ કરીને કરમા બાઇનો, આરોગ્યા ખીચડો સારોરે હેજી;
દાસ સોમો કહે છે પ્રભુ, બાનાનું બિરદ સંભારો હરિવર. ૭

### પદ ૧-રાગ કાફી-( ધીરાના પદનો. )

દુનિયાં નથી દીવાનીરે, બ્રહ્માનંદ ભલે પૂજે;
પુજન કર્યા વિનારે, સરજનહારો નવ સૂજે. ટેક.
રામાવતારમાં રામે કીધું, શ્વેતબંધુ રામેશ્વરનું સ્થાપન,
ચાર ધામ એણીપેરે બંધાયાં, સૌ કરવા જાય છે દરશન.
કાશીમાં વિશ્વનાથરે, ડાકોરમાં ઠાકોર બીરાજે. દુનિયાં ૧
ગંગાસ્નાન હરિ સ્મરણથી, અનેક પ્રાયશ્ચિત જાય;
નિષ્કામ કર્મ કર્યાથી, અંતઃકરણના મળ દોષ દૂર થાય.
વર્ણાશ્રમમાં રહીનેરે, નિત્ય શુભ કર્મ કીજે. દુનિયાં ૨

આરતી અર્થી જીજ્ઞાસુ જ્ઞાની, ચાર પ્રકારના ભક્ત કહેવાય;
અધિકાર અનુસારે ઉપદેશ સૌને, શ્રુતિ સ્મૃતિ ગાય.
ત્રણ કાંડ રચિયારે, ગીતામાંહિ કહ્યું છે જે. દુનિયાં. ૩
ચળ અચળ બે સ્વરૂપ પ્રભુનાં મૂર્તિ અચળ રૂપ કહેવાય;
સંત સાધુ ચળ રૂપ જાણો, એમ કહે શ્રી કૃષ્ણ સમજાય.
અભિમાની નિંદેરે, સદ્‌ગુરૂને ના બૂજે. દુનિયાં. ૪
સદ્‌ગુરૂને સેવ્યા વિના, ન આવે વિવેકને વિચાર;
મહા પુરૂષોના શ્રેષ્ઠ આચારને, નિંદતાં ન ડરે લગાર.
સોમા શ્રદ્ધા રાખેરે, હોય સમદ્રષ્ટી સમજુ જે. દુનિયાં. ૫

પદ ૨–રાગ કાફી–(ઉપરનો.)

વાડા તો છે સારારે, વાડાથી પ્રાણી વશ રહે છે;
આચાર્ય વિનારે, કુકર્મ ઘણાં આચરે છે. ટેક.
હરાયાં ઢોર તે રસ્તે ન ચાલે; જઈ ખેતર પરાયાં ખાય;
અભિમાની પાડો મકલાતો હીંડે, વંઠેલો વંઠી જાય,
કોટમાં હોય ડેરોરે, તો ડરતો ડરતો હાલે છે. વાડા તો છે. ૧
કળિજુગમાં પંથ અનેક થયા છે, ભેખધારી અપાર;
ખેંચાતાણ મતોમતની પેઠી, સૌનો એક છે સરજનહાર,
એકને રહે જે વળગીરે, તે સેહેજે પાર પડે છે. વાડા. ૨
જપ તપ તીરથ નિષ્ફળ ન કહીએ, એ વડે પુણ્યદાન થાય;
ગંગાસ્નાન હરિ સ્મરણ કરે, સંત સાધુને પોષાય.
ભાવનાનું ફળજરે, ઈશ્વર સૌને આપે છે, વાડા તો છે. ૩
શુદ્ધ ભાવથી મૂર્તિમાં મન પરોવી, જો કરે નિરંતર સેવ;
ચૈતન્ય વ્યાપક સચરાચર ભરિયો, ઘટ ઘટની જાણે છે દેવ.
મૂર્તિમાં પ્રભુ વશીયારે, જુઓ સ્તંભમાંથી પ્રગટયા છે. વાડા. ૪

શુદ્ધ ભાવે પ્રલ્હાદજી રામ ભજતા, દ્રઢ રાખી વિશ્વાસ;
તાતા થંભે બાથ ભરાવી, મનમાં પામ્યા નહિ ત્રાસ.
ભક્ત તો તેને કહીએરે, ભક્તિ તો શીર સાટે છે. વાડા. ૫
પ્રેમને વશ છે વિશ્વંભર, ભક્તોની અહોનીશ લે સંભાળ;
હરિને ભજે તે હરિમાં સમાશે, એમ કહ્યું શ્રી કૃષ્ણ કીરતાર.
સૌ હરિજનનોરે, દાસનો દાસ સોમો છે. વાડા તો છે. ૬

પદ ૩-રાગ કાફી ઉપરનો.

કાયારૂપી ડગલોરે, પહેરાવ્યો કીરતાર ધણી;
દામોદર દરજીનીરે, કહિયે વીરા અકલ ઘણી. ટેક.
ગજ કાતરણી વિના વેત કીધો, સોય ધાગાનું નહિ કામ;
હાથ પગ વિનાનો દરજી, ત્રણ લોકમાં જાહેર જેનું નામ;
સાંચા વગર શીવ્યોરે, સરસ કીધી ચાળવણી. કાયારૂપી. ૧
સાંધો તેનો હાથ ન આવે, નવસેં નાડી તાર તણાય;
મુખ ખીસું અસલ બનાવ્યું, તેમાં અન્ન ઉદક ભરાય;
કંઠ કલર મુક્યુંરે, શોભા પાંચ કાપતણી. કાયારૂપી. ૨
પચીશ કળીનો ઘેર કીધો, ડબલ બખીયા ભરાય;
નખશીખ સુધી પહેરાવ્યો, અજબ ડગલો સોહાય;
પ્રાણધારી જીવેરે, ડગલો મારો લીધો માની. કાયારૂપી. ૩
કાયા ડગલો દેખી દેખી, મુરખ મન હરખાય;
તેલ ફુલેલ સુગંધી સારી, નિત્ય અંગપર લગાય;
ચામડાને જોઇ મોહ્યોરે, પળમાં થાશે ધુળધાણી. કાયારૂપી. ૪
કાચા કુંભમાં નીર ન રહે, તરતજ ફુટી જાય;
જોબન લટકું ચાર દીવસનું, અંતે ફજેતી થાય;
મરણ ઘાંટી વસમીરે, કાળ કરાળ તણી. કાયારૂપી. ૫

હાડ માંસનો કાયા ડગલો, તેનો ન ધરિયે અહંકાર;
તનમન અંતરજામીને અરપી, ઉતારો શીરનો ભાર;
દાસ સોમો કહે છે રે, સુરતા રાખો હરિ ભણી. કાયારૂપી. ૬

પદ ૪ થું-રાગ કાફી ઉપરનો.

અંતરજામી લેજોરે, અરજી મારી સ્વીકારી;
હું તો એક માગું રે, ભૂધર સદા ભક્તિ તારી. ટેક.
અલ્પ આયુષ્યમાં હું શું માગું, નહિ દેહનો ભરોંસો લગાર;
રાજપાટને હુકમ ઠકરાઈ, ન માગું હું જગદાધાર;
સ્વર્ગ ભોગ ન જોઇએરે, ભક્તિની છે ભીખ મારી. અંતરજામી. ૧
ધન ધામ સૂત દારા ન માગું, ન માગું જગમાં માન;
ચાર લોકને જાચું નહીં, સુણો કરૂણાસાગર કાન;
મુક્તિને ન ઈચ્છું રે, એ તો છે દાસી તારી. અંતરજામી. ૨
હીરા પન્ના માણેક મોતી, જગતમાં જાહેર છે જાણ;
કથીર સરખાં હું તો જાણું, ન માગું સુવર્ણની ખાણ;
દેવતાનું સુખ ન માગું રે, સત્ય વાત કહું છું ઉચ્ચારી. અંતરજામી.૩
નવખંડને ચૌદ બ્રહ્માંડ, મારે મન તરણા સમાન;
એટલું માગું હું વાલા મારા, આપો પ્રેમ ભક્તિને જ્ઞાન;
દાસ સોમો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં વનમાળી. અંતરજામી. ૪

પદ ૧-રાગ લાવણી.

વચન ગુરૂજીનાં વહોરીને પીછાણ્યાં જ્યારે, ભૂલ ભીન્ન ભ્રમણા ભ્રાન્તીઓ ભાગી;
સાચારે સદ્‌ગુરૂ મનોહર મળિયા, સો જળહળ જ્યોતી જાહેર જાગી.
વિવેક વિચારની વિધિયોરે વહોરી, શિલ સંતોષરા સંગ કીધા;
શબ્દ ભેદ સાત સુરતાઓ લઇને, અમૃત રસ ઉલટા પીધા. ૨

અમૃત પીતાં આત્મ જાગ્યા, દિવ્ય ચક્ષુ થઈ જ્ઞાન ઘેલી;
ગાજવીજ ઘોર ગર્જના ગગનમાં, અમૃતની વસે હેલી. ૩
ઉલટી કરામત ચઢી આકાશે, અણી અગર પર ઠેરાણી;
જ્યાં દેખું વહાં દરિયા ભરિયા, સુખ સાગર શાન્તો લહેરી. ૪
ભમર પલંગની ભીન્નભીન્ન રચના, બારીક ગતીમાં સંત કોક બુજ્યા;
અમર પીઆસેં મોરી આશક લાગી, કુદરત ખેલકા જલ સુજ્યા. ૫
દારૂ અગ્નિના દેશની છે વાતો, જીવના શિવ ગુરૂ કરનારા;
ભારથી રેવાને ગુરૂ મનોહર મળિયા, ધીરપ ધ્યાન ધુન્ય ધરનારા. ૫

## પદ ૨–રાગ ઉપરનો.

અનુભવની વાતો અટપટી, માંહી જોગ કળા છે ઝીણી;
સદ્ગુરૂ દાતાના વેચ્યા વેચાઇએ, શૂરાસંત લેશે વેણી. ૧
નાભી કમળસે ચલી સુરતા, નિરાધાર જઈ ઠેરાણી;
માનસરોવર મોતી વરસે, જ્ઞાન સભામાં જઈ ઘેરાણી. ૨
ચઢી ફોજને હુઆ નગારા, નીરભે નોબત ઘેરાણી;
સુરત નુરત દો ચઢી શીખર ગઢ, બ્રહ્મ અગ્નિમાં હોમાણી. ૩
શૂન્ય શિખર ગઢ શરણે વાગે, નોબત વાગે માંહે નીશાની;
ગુપ્ત ગોળીઓ જ્ઞાનની વાગી, પડ ફુટ્યાં ને ઉઘલ્યાં પાણી. ૪
ઘેરી પાડ્યા કોટ કબુદ્ધિ, ભૂલ ભ્રાન્ત ભ્રમણા ભાગી;
ચાર વેદ પર ચોપાટ ખેલું, અલક પુરૂષ શું લેહે લાગી. ૫
તોડી માંહેલા ત્રણ ગુણને, માર્યો મનવો મેવાશી;
અકળ સ્વરૂપી કળ્યામાં નાવે, આસન બેઠા અવિનાશી. ૬
ગોતી લેજો ગગનમંડળમાં, અખે મંડળમાં ઉનમુની;
દેવ ડુંગરપુરી સદ્ગુરૂની સેવા, જાહેર વાતો હે જુની. ૭

### પદ ૩–રાગ ઉપરનો.

આજ આણુંદ મારા ઉરમાં છાયો, ગુરૂ મળ્યા મને બ્રહ્મજ્ઞાની;
શબ્દ સુનાયા ભેદ ઉડાયા, અંતર સુરતા ઠેરાણી. ૧
શુદ્ધ વિચાર વિવેક કીધા, ઉઘડી મારે અનુભવ ખાણી;
સત્ય બ્રહ્મ સનાતન ચૈતન્ય, એમ વદે છે વેદવાણી. ૨
તત્વમસિ પદ કીયા તપાસી, અર્થ જથારથકું જાણી;
જીવ ઇશ્વરકી તજી ઉપાધી, અસિપદસે એકતા આણી. ૩
લુણ જેમ ઉદકમાં ભળિયું, બરફ ગળી થાય જળ પાણી;
જેમ સરિતા સિંધુ માંહી, સાગર લેહેરી સમાણી. ૪
અબ મસ્ત ફરે મન મેરા, નિશદીન આણુંદ ઉભરાણી;
સંશય સકળ મિટયા તન મનકા, હરખ શોક નહિ વૃદ્ધ હાણી. ૫
એકમાં અનેક અનેકમાં એકહે, અનેક એકમાં સમાણી;
નિરંજન ન્યારા નહિ વાર પારા, નિરાધાર નિરયવય જાણી. ૬
નિરગુણ શિરગુણ પર જાણ્યા, પહેલ આત્મ પરખાણી;
મરજીવા કોઇ ગુરૂગમ જ્ઞાની, અનુભવી સંતે મોજો માણી. ૭
સાચી લગન લાગી સદગુરૂસે, જ્ઞાન ધ્યાનમાં ઘેરાણી;
કહે સોમો સદગુરૂના ઘરની, ગુપ્ત વાતો જાહેર જાણી. ૮

### પદ ૪–રાગ ઉપરનો.

સદ્ગુરૂ સંત મળ્યારે બ્રહ્મવેત્તા, દયા કરી પોતાનો જાણી;
મોહ નિંદ્રાથી સુતો જગાડયો, શબ્દ બાણુ માર્યા તાણી. ૧
હૃદય ભેદ્યા સંશય છેદ્યા, ઘટ ભીતરમાં ફરે ઘાણી;
હરદમ નામની છુટી હવાઇઓ, ખૂબ મચીહે ધમશાણી. ૨
પ્રેમ પલીતા ને જ્ઞાનના ગોળા, છુટવા લાગ્યા પરમાણી;
ક્ષમા ખડગ ને ઢાલ ધીરજની, માર હઠાયા ક્રુર દાણી. ૩

શિલ સંતોષ દયા દીલ ભીતર, વૈરાગ બકતર પહેર્યું તાણી;
સત્ય ધર્મની ધ્વજા ચઢાઈ, તે નિરભે નોબત વૈરાણી. ૪
નિરભે તુરી નિરાધાર ખેલું, આદ અંતકા મેં ઘર જાણી;
કહે સોમો મુકતાનંદ ચરણે, ઉઘડી મારે અનુભવ ખાણી. ૫

ભજન ૧–(પુરી જેને ગુરૂ સાથે પ્રીત) એ રાગ.

જેને કીયા સદ્ગુરૂકા સંગ, તીનકા ભાગ્ય બડાહે;
પૂર્વ પુન્ય ઉદય જો હોવે, તીનકા ગુરૂ સંગ ચિત્ત પ્રોવે;
તન મનકા સંશય સબ ખોવે, કરે કામનાનો ભંગ. તીનકા. ૧
ચતુષ્ટ સાધન સેજે મિલ આવે, વિવેક વૈરાગ મનમાં ભાવે;
જ્ઞાન હિમાળેમેં ગળિ જાવે, જો હોય નિત્ય સત્સંગ. તીનકા. ૨
ભુલ ભીન્ન ભ્રમણા ભાગે, અખંડ જ્યોત અનુભવ જાગે;
અંતર સેજ સમાધી લાગે, ઝીતે સત્વર જંગ. તીનકા. ૩
કહે સોમો નિત્ય સત્સંગ કરશે, ભવસાગરથી સેજે તરશે;
પરમાનંદ પાસમાંથી મળશે, લાગે હરિ શું રંગ. તીનકા. ૪

ભજન ૨–(રાગ ઉપરનો).

શૂરા હશે કોઇ શિષ્ય, તે પુરા ગુરૂ સેવેગા. ટેક.
શૂરા જેમ સંગ્રામ ચઢે છે, શિર પડે પણ ધડ લડે છે;
ઝટકા સામા તે ઝીલે છે, સત્સંગ કરે અહોનીશ. તે પુરા. ૧
ભાવ પ્રતિવ્રતાનો ભારી, અનેકમાં હોય કોઈ એક નારી;
નીજ પતિવિન અવર ન નિહાળી, એમ નિત્ય પદ પ્રીછ. તે પુરા.
શૂરા હોય તે સન્મુખ લડશે, કાયર નરતે પાછા પડશે;
લક્ષ ચોરાશીમાં રડવડશે, ઠામ ઠરે ન નિમિષ. તે પુરા. ૩
કહે સોમો પ્રીત ગુરૂ શું કીજે, પ્રેમ સુધારસ સેહેજે પીજે;
સદ્ગુરૂ મુક્તાનંદ રીજે, ઓળખાયા જુગદીશ. તે પુરા. ૪

## ભજન ૩–રાગ (ઉપરનો.)

હોય સમદૃષ્ટિ જે સંત, તેવા સદ્ગુરૂ કરવા; ટેક.
બ્રહ્મ નિષ્ટ હોય વેદ વકતા, પરમ વિચાર માન ભવ મુકતા;
દયા ક્ષમા સંતોષ સંયુકતા, શાન્તિ પામે જંત. તેવા. ૧
પાંચ દશ ઇંદ્રિ જેણે જીતી, ચિત્તમાંથી ત્યાગી અનીતિ;
વિવેક વૈરાગ્ય નિદધ્યાસન પ્રીતિ, તે સ્વરૂપ છે ભગવંત. તેવા. ૨
સુખ દુઃખને સમ કરી જાણે, માન અપમાનમાં મન નાણે;
પક્ષપાત રહિત મત ન તાણે, એ રેણીમાં રહંત. તેવા. ૩
કહે સોમો એવા સદગુરૂ કીજે, મુકતાનંદ ચરણમાં રહીજે;
તનમન ધન ત્યાં અરપિ દીજે, એમ વદે સંત મહંત. તેવા. ૪

## પદ–૧ (હાંરે ચાલો ડાકોરમાં જઈ વશીએ) એ રાગ.

હાંરે માથે નગારાં મોતનાં વાગે, મુરખ સુતો શું ન જાગેરે. ટેક.
જોતાજોતામાં કંઈક રહ્યા જાતા, જોને તારી નજરો આગેરે. માથે.
જાયું તેતો સરવે જવાનું, ખોટી આશ ઉગરવાની રાખેરે, માથે.
દેવ ગાંધર્વ ને રાક્ષસ મુની, જોગી ભોગી સૌ ભાગેરે. માથે.
નથી રહ્યું કોઈ નથી રહેવાનું, કાળ સૌનો ભોગ માગેરે. માથે.
અકળિત લીલા અવિનાશીની, જગત બાંધ્યું એક ધાગેરે. માથે.
સોમો કહે નામ રામનું રહેવાનું, બીજુ અગ્નિમાં લાગેરે. માથે.

## પદ ૨–(રાગ ઉપરનો.)

હાંરે એક રામનામ છે સાચું, બીજું જાણજો સરવે કાચુંરે. ટેક.
રામ નામ જેણે ન લીધું, તેનું જમ ભાગશે ડાચુંરે. એક. ૧
રામ નામનો મહિમા મોટો, નિશદીન જો તું રાચુંરે. એક. ૨
રામ નામથી પથ્થર તરિયા, વેદ પુરાણમાં વાચુંરે. એક. ૩
રામરીઝશે એણીપેરે સોમા, જો ગુણ ગાઈ નાચુંરે. એક રામ. ૪

પદ ૩–(રાગ ઉપરનો.)

હાંરે હરી ભજન કરોને પ્રાણી, આવો અવસર ફરો લે જાણીરે. ટેક.
ધન જોબન સુત દારા તારી, એ માયા જાળ બંધાણીરે. હરી. ૧
અંતસમે કોઇ કામ ન આવે, એકલું જાવું છે લે જાણીરે. હરી. ૨
રળી રળીને ધન ભેગું કીધું, એ પાપની પુંજી ભરાણીરે. હરી. ૩
ન ખાધું ન પુણ્યજ કીધું, મિથ્યા ગર્વ કરે અભિમાનીરે. હરી. ૪
અંતે અહીંનું અહીંજ રહેશે, સાથે નહિ આવે કોડી કાણીરે. હરી.૫
દાસ સોમો કહે રામ રટણ કર, છુટે ગર્ભવાસ ખાણીરે. હરી. ૬

પદ ૪–(રાગ ઉપરનો.)

હાંરે તેં દેહ ધરી છે નર તરવા, હરી ભજીને પાર ઉતરવારે. ટેક.
પ્રભુનો ઉપકાર જોને વિચારી, કેમ રસ્તે લાગ્યો રમવારે. તેં દેહ.
ચરણ આપ્યા ચાલવા સારૂ, કર આપ્યા સેવા કરવારે. તેં દેહ.
હરી કથા સાંભળવાને કરણ, રસના આપી રામ રટવારે. તેં દેહ.
ઇશ્વરે આપી છે તુજને બુદ્ધિ, નેણ આપ્યાં સંત નિરખવારે. તેં દેહ.
ઉદક અન્ન ખાવા પ્રાણજ આપ્યો, સુરતાએ પ્રભુ ધ્યાન ધરવારે.તેં.
સોમાના સ્વામિને વિસારી, કેમ બેઠો ડોઝક ભરવારે. તેં દેહ.

પદ ૫–(રાગ ઉપરનો.)

તું તો હરિ ભજન કર અભાગી, આ અવસરમાં જોને જાગીરે.ટેક.
મિથ્યા સુખ જોઇ મુઢ શું ફૂલે, ભોગ દેખીને થયો રાગીરે. તું. ૧
કુટુંબ કબિલામાં તું ગુંથાયો, માયા બંધનથી શકયો ન ભાગીરે.૨
રાત દિવસ તાણ્યું ઘરનું તરીલું, હરિ નામની લેહ ન લાગીરે.તું.૩
કાળ આવીને ઝડપ ઝાલશે, હાડ નાખશે તારાં ભાગીરે. તું. ૪
તે વેળા કોઇ છોડાવવા નાવે, માત પિતા દેશે ત્યાગીરે. તું. ૫
દાસ સોમો કહે ચેત મુરખા, ભજી લે પરમ સોહાગીરે. તું. ૬

## પદ ૧-(ચાલો ડાકોરમાં જઈ વશીએ) એ રાગ.

રામકૃષ્ણ ભજો નરનારી, કરો અમરવર સાથે યારીરે. રામકૃષ્ણ. ૧
નવ માસ ઉંધે મુસ્તક ઝુલ્યો તે દહાડા કેમ દિધા વિસારીરે. રા.૨
ચંદા સુરજની દીધી સાક્ષી, આપી જમની કરારીરે. રામ. ૩
માયા આવરણે ગયો તું ભૂલી, દેખી ધામ સુતને નારીરે. રામ. ૪
દીનાનાથે દયા કરીને, છોડાવી નર્કની ક્યારીરે. રામકૃષ્ણ. ૫
મોરારીએ મહેર કરીને, આપ્યો મનુષ્યા અવતારીરે. રામ. ૬
શું બોલ્યો તો ને શું પાળ્યું, હરામી કેમ બેઠો હારીરે. રામ. ૭
અંતે જમડા લઇ જાશે, મુદગરના માર મારીરે. રામકૃષ્ણ. ૮
રામ ભજો સોમા શ્વાસોશ્વાસે, છુટે કાળની કરાળીરે. રામકૃષ્ણ. ૯

## પદ ૨-(રાગ ઉપરનો.)

હાંરે હજુ લાજ તુને ન આઈ, કેટલું કહે સંત સમજાઇરે. હજુ.
અનેક જન્મ તું ભમ્યો અવનિમાં તોએ વિષયામાં રહ્યા વિંટાઇરે.
ઝાડ પહાડ જડ રૂપ થયો તું, તારાં કષ્ટ ન જાય કહાઇરે. હ. ૨
ઉંટ થઇને ખાધા બહુ કાંટા, અણુતોળ્યા ભાર ઉઠાઇરે. હજુ. ૩
અજા થઇને કસાઈના હાથે, અનેકવાર રહ્યા કપાઇરે. હજુ. ૪
ખર થઇને બહુ ગુણો ઉપાડી, ડફણાનો માર ખાઇરે. હજુ. ૫
પેટપુર ખાવા નહિ પામ્યો, કુંભાર કરી લે કમાઇરે. હજુ. ૬
શ્વાન થઇને શેરીએ શેરીએ, ચાટયોં ચાટી ખાઇરે. હજુ. ૭
હાડ હાડ કરીને સહુ હાંકે, માર મારે લાકડી લાઇરે.. હજુ. ૮
શુકર થઇને વિષ્ટા બહુ ખાધી, કીચમાં રહ્યા લપટાઈરે. હ. ૯
લક્ષ ચોરાશી ફર્યો એણી પેરે, તોહે થાકયો નહિ દેહ ધરાઇરે હ.
દાસ સોમાના સ્વામીને ભજી લે, ગર્ભવાસ છુટે જાઇરે. હજુ. ૧૧

પદ ૩–(રાગ ઉપરનો.)

હાંરે રામકૃષ્ણ મુખથી કહેવું, બીજું બકવું મુકી દેવુંરે. રામકૃષ્ણ. ૧
જે કોઈ બોલે વેણુજ કડવાં, દુરિજનનું વચન સહેવુંરે. રા. ૨
સુખને દુઃખ આવી પડે તો, સમાન કરી લેવુંરે. રામકૃષ્ણ. ૩
શ્રી રામકૃષ્ણનું ભજન કરીને, આણંદ મગ્નમાં રહેવુંરે. રા. ૪
ભક્ત ઉધારણ છે શ્રી હરી, દ્રઢ નિશ્ચે કરી લેવુંરે. રામકૃષ્ણ. ૫
દાસ સોમો કહે પ્રભુને ભજતાં ના રહે લેવું દેવુંરે. રા. ૬

પદ ૧.

જાય છે જુવાની તારી જાય છે જુવાની,
હરિના ભજન વિના જાય છે જુવાની. ટેક.
કાયા તારી કંચન જેસી, મોતી જેસા પાની;
મુઆ કેડે બાળી મુકે, ઉડી જાશે વાની. હરિના ભજન. ૧
જાતી રહેશે જુવાનીને, પછી થાશે હાની;
છાનામાના જમ આવશે, લઈ જાશે તાણીરે. હરિના. ૨
મોહ મમતા મુકી દઈને, થાઓને જ્ઞાની;
નરસૈંઆનો સ્વામી સાચો, દુનિયાં દીવાની. હરિના. ૩

પદ ૨–( પળ પળ રામ રામ ભજલે. ) એ રાગ.

હરિ હરિ બોલ બોલ મુખમાં;
સુખમાં સુખમાં સુખમાંરે; હરિ હરિ બોલ બોલ સુખમાં ૧
હરિનામ તારે કામ આવશે; અંતસમાના દુઃખમાં. હરિ. ૨
હરિગુણ ગાઓ કે અન્ન કોઈને આલો, સાધુ સંતના મુખમાં. હ.
હરિના ભજન વિના જે નર જનમ્યા, વાઢ પડયો એની કુખમાં.
કહે દવારકો ભગવંત ભજન વિના, ધૂળ પડી એના મુખમાં. હ.

### પદ ૩–( રાગ ઉપરનો. )

પળ પળ રામ રામ ભજી લે, ભજીલે ભજીલે ભજીલેરે.
પળ પળ રામ ટેક.
ભજ નિરંતર અંતરજામી, એ મહા મંત્ર તું સમરલેરે. પળ. ૧
વેદ પુકારે ને તું શું હારે, મુરખ સમજ સમજરે. પળ. ૨
પલની કલપમાં અલપ આયુષ્ય હે, મનની કલપના તજરે. પ. ૩
રઘુનાથના સ્વામીને ભજતાં, લોક લાજ સબ તજરે. પળ. ૪

### પદ ૧–રાગ બીહાગ.

કાયકુ દેહ ધરી, ભજન બીન કાયકું દેહ ધરી;
ગર્ભવાસમાં ભકિત કબૂલી, બહાર કાઢો શ્રી હરી ભજન. ૧
કોલ દેઇ કરી બહાર નિકાળ્યો, પિછે બુદ્ધિ ફરી. ભજન. ૨
સુરદાસ ભગવંત ભજન વિના, જનુની તે ભારે મરી. ભ. ૩

### પદ ૨–રાગ બીહાગ.

કેતેગએ જખમાર, ભજન વિના કેતે ગયે જખમાર;
સવારે ઉઠી નાહાવત ધોવત, પાલતહે આચાર. ભજન. ૧
દયા ધરમકો નામ ન જાણ્યો, જેસો પ્રેતચંડાળ. ભજન. ૨
આપ ડૂબે ઓરનકું ડૂબાવે, ચલે લોભકી લાર; ભજન. ૩
છાપાં તીલક માળા પહેરી, ઠગ ખાયો સંસાર. ભજન. ૪
સુરદાસ ભગવંત ભજન વિના, પડત નર્કકે દ્વાર. ભજન. ૫

### પદ ૧–રાગ લાવણી.

પ્રભુ નામ સમર સુખધામ, જગતમેં જીવન દો દીનકા; (૨)
અનેક જન્મકે સુકૃત કરકે, પાયા દેહ નરકા. સમજ મન પ્રભુ.
પાપ કર્મ કર માયા જોડી, ગર્વ કરે ધનકા; (૨)
સબી છોડકર ચલા મુસાફર, બાસ કીયા બનકા. સમજ મન. ૨

સુંદર કાયા દેખ ભૂલાયા, તું લાડ કરે તનકા;
છુટ ગયા સ્વાસ, બિખર ગઇ દેહ, જ્યું માલા. મણુકા. સ. ૩
પરનારી તુને લાગે પ્યારી, મોજ કરે મનકા;
કાલ બલિકા લગે તમાચા, ભૂલ જાવે ઠનકા. સમજ મન. ૪
એ સંસાર સુપને કીમાયા, મેલા પલ છીનકા;
બ્રહ્માનંદ ભજન કર બંદા, નાથ નિરંજનકા. સમજ મન. ૫

પદ ૧–રાગ ધોળ.

હરી ભજતાં હજી કોઇની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતા શામળીઆ, સાથ વદે વેદ વાણીરે. ૧
વાહાલે ઉગાર્યો પ્રલ્હાદ, હિરણ્યકશ્યપ માર્યોરે;
વિભિષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે. ૨
વાહાલે નરસૈં મેહેતાને હાર, હાથો હાથ આપ્યોરે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે. ૩
વાહાલે મીરાંબાઈનું ઝેર, હળાહળ પીધું રે;
પંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધું રે. ૪
વાહાલે અમરીષની ઓળખાણે, અવતાર દશ ધરિયારે;
વાહાલે ગજની કીધી સહાય, ગરૂડ પરહરિયારે. ૫
આવો હરી ભજવાનો લહાવો, ભજન કોઈ કરશેરે;
કરજોડી કહે પ્રેમલદાસ, ભકતોનાં દુઃખ હરશેરે. ૬

પદ ૧–રાગ ગરબી.

ચિત્ત ચેતોરે, દેહ ધરીને નામ હરીનું લીજીએ;
ચિત્ત ચેતોરે, પ્રેમશું પરમાર્થ કોઇએક કીજીએ. ૧
ચિત્ત ચેતોરે, આવો અવસર ફરીફરીને નહિ મળે;
ચિત્ત ચેતોરે, જો જાણોતો જન્મ મરણ દુઃખડાં ટળે. ૨

ચિત્ત ચેતોરે, ઇંદ્ર જાળમાં મૂઢ રહ્યો શું મોહીને;
ચિત્ત ચેતોરે, બાજીગર બહુ નામી લેજો જોઇને. ૩
ચિત્ત ચેતોરે, એક કળે કરી બાંધ્યો સહુ સંસારને;
ચિત્ત ચેતોરે, ઉર અંતરમાં ઓળખો જુગદાધારને. ૪
ચિત્ત ચેતોરે, રાગ દ્વેષ કાંઈ હૃદયામાં નવ લાવીએ;
ચિત્ત ચેતોરે, કોઇ પ્રાણીને પીડા નવ ઉપજાવીએ. ૫
ચિત્ત ચેતોરે, મિથ્યા મૃગજળ લેહેર તણી તૃષ્ણા તજો;
ચિત્ત ચેતોરે, પ્રિતમના સ્વામીને શુદ્ધ ભાવે ભજો. ૬

પદ ૨—ગરબી રાગ ઉપરનો.

ઓ પ્રાણીરે, ચેતીને ચાલો તો અવસર છે ભલો;
ઓ પ્રાણીરે, કાયા ને માયાનો મુકી દે તલો. ૧
ઓ પ્રાણીરે, પ્રપંચ મુકી સાચપણું ઉર આણજો;
ઓ પ્રાણીરે, જગત તમાશો જુઠો કરી જાણજો. ૨
ઓ પ્રાણીરે, માયાની ભુલવણીમાં ભૂલીશ માં;
ઓ પ્રાણીરે, મિથ્યા સુખ દેખીને મન ફૂલીશ માં. ૩
ઓ પ્રાણીરે, રખે વરતો સુપનાતણા વહેવારમાં;
ઓ પ્રાણીરે, લુંટાઈશમાં લોકડીઆની લાજમાં. ૪
ઓ પ્રાણીરે, રસીયાજીનું રૂપ રૂદેમાં રાખજે;
ઓ પ્રાણીરે, પ્રેમ સુધારસ પ્રેમ શું કરીને ચાખજે. ૫
ઓ પ્રાણીરે, પ્રિતમના સ્વામીને પળ ન વિસારીએ;
ઓ પ્રાણીરે, ભજન કરીને આપણો જન્મ સુધારીએ. ૬

પદ ૩—ગરબી (રાગ ઉપરનો.)

દુઃખ ટળશેરે, દયા દીનતા કાંઇક રૂદીઆમાં રાખજે;
દુઃખ ટળશેરે, ક્લેશનો કાંટો કહાડી નાખજે. ૧

દુઃખ ટળશેરે, શ્વાસોશ્વાસ સમરણ કરજે શ્યામનું;
દુઃખ ટળશેરે, રસનાએ રટણ કરજે રામનું. ૨
દુઃખ ટળશેરે, આશા તૃષ્ણા લોભ ઇર્ષા ત્યાગજે;
દુઃખ ટળશેરે, પરમેશ્વરની ભકિત ભવોભવ માગજે. ૩
દુઃખ ટળશેરે, જીભ્યાએ જાણી જુઠ ન બોલીએ;
દુઃખ ટળશેરે, દુર્જન વચન સુણી દીલમાં નવ ડોલીએ. ૪
દુઃખ ટળશેરે, દીન રજની રહીએ રસીઆના રંગમાં;
દુઃખ ટળશેરે, આવરદા પુરો કરીએ સતસંગમાં. ૫
દુઃખ ટળશેરે, એક હરિવિના અન્ય પદારથ સૌ તજો;
દુઃખ ટળશેરે, પ્રિતમના સ્વામીને શુદ્ધ ભાવે ભજો. ૬

## પદ ૪–ગરબી (રાગ ઉપરનો.)

પુણ્ય કરજોરે, પુણ્ય વિના પ્રભુ પ્રેમ સનેહી કેમ પામીએ;
પુણ્ય કરજોરે, પુણ્ય વિના સંસાર સંકટ કેમ વામીએ. ૧
પુણ્ય કરજોરે, શિલ વિના સ્નાન કરે હરિ નહિ મળે;
પુણ્ય કરજોરે, અર્ક ઉછેરી આંબ કહો કયાંથી ફળે. ૨
પુણ્ય કરજોરે, મન મોદીક ખાધે ક્ષુધા ભાગે નહીં;
પુણ્ય કરજોરે, બાવળીએ બીજોરાં કાંઈ લાગે નહીં. ૩
પુણ્ય કરજોરે, વાવ્યા વિના લણવાની લાલચ શી કરે;
પુણ્ય કરજોરે, કથીરથી કંચનનું કારજ નહી સરે; ૪
પુણ્ય કરજોરે, સ્વર્ગ તણું સુખ આવીને સેહેજે મળે;
પુણ્ય કરજોરે, દેવલણી પંકિતમાં તો જઇને ભળે. ૫
પુણ્ય કરજોરે, દત્ત વિના વિત્ત કોઈ પ્રાણી પામ્યો નથી;
પુણ્ય કરજોરે, કહે પ્રિતમ કહીએ તે શું ઝાઝું કથી. ૬

### પદ ૧–રાગ ધોળ.

ભજન કરી લ્યો ભાવેરે, ભવ ભટકણુ ભાગે;
સંસાર સાગર તરતાંરે, ક્ષણું વાર ન લાગે. ૧
માયા મોહ નિંદ્રામાંરે, ગાફલ શું ઘોરે;
પાંચ ચોર વસે પાસેરે, આતમ ધન ચોરે. ૨
અચેત શું ઉંઘે છે રે, જોને આંખ ઉઘાડી;
વેગે વણુશી જાશેરે, કાયાની વાડી. ૩
ચેત ચિદાનંદ મળશેરે, ટળશે અંધારૂં;
આ અવસર છે રૂડોરે, હોય કારજ તારૂં. ૪
મહા પુરૂષનો મારગરે, તે પગલું સહાજે;
પ્રિતમ પ્રેમ ધરિનેરે, હરિના ગુણ ગાજે. ૫

### પદ ૨–રાગ ધોળ.

કર હરી સમરણ સાચુંરે, કાચું તન તારૂં
મનથી મુકી દેજેરે, માયાનું લાહારૂં. ૧
માયા છે મહા ઠગણીરે, ઠગ વિદ્યા કરશે;
જ્ઞાન ધ્યાન દૃઢ ધીરજરે, હેલામાં હરશે. ૨
માયા બંધન બહુ છેરે, તેને તું તજને;
મોહ ઉપજાવે સૌનેરે, સૂરી નર મુની અજને. ૩
અતિ અપાર બળ માયારે, ડાહ્યા જન જાણે;
જેણે ગોવિંદ ગુણ ગાયારે, તે ભય નવ આણે. ૪
ભજન પ્રતાપે ભવજળરે, ગૌ પદની પેરે;
અખંડ અભેપદ માણેરે, આનંદની લેહેરે. ૫
સદા સર્વદા સુખમાંરે, દુઃખને નવ દેખે;
પ્રિતમ સર્વ પ્રભુનુંરે, પરમારથ લેખે. ૬

## પદ—રાગ ધોળ.

હરીનો મારગ છે શૂરાનો, નહિં કાયરનું કામ જોને;
પરથમ પહેલું મુસ્તક મુકી, વળતી લેવું નામ જોને. ૧
સુત વીત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને. ૨
મરણુ આગમે તે ભરે મુઠી, દીલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહા સુખ માણે, દેખનારા દાઝે જોને. ૪
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સેહેલ જોને;
મહા પદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને. ૫
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી જન જોને;
પ્રીતમના સ્વામીની લીલા, નરખે રજની દન જોને. ૬

## ભજન. ૧

દેખારે દેખી તમે મત કરો ભાઇરે, સાંન ગુરૂકી ગમ હે ન્યારી;
ઉનકા સમજના તો બડારે કઠિન હે, કયા જાનેરે દુનિયાં સારી. દે.૧
જનક વિદેહી પરમ આત્મ ચિન્યોરે, રાજ કર્યું ને દુગ્ધાઓ ટાળી;
એક હસ્ત માયા કેરે તન પર, દુજે હાથેરે અગ્ની હો ઝાલી. દે. ૨
કેટલાક કહે કૃષ્ણુ બાળો બ્રહ્મચારીરે,સોળસે ગોપીની વાલે ગ્રેહવાળી;
આવું જાણી કોઇ આપેરે ખેલે, નરકે જાવેરે દોનું નરનારી. દે. ૩
બીના સમજ નર સબહીમાં ખાવેરે, ઉદર ભરનેકો આખકારી;
જ્ઞાન ન જાણે બંદા વિષયા રસ માણે, ખેલે ખપર પર એકાકારી.દે.
બિના સુરતાસે નટ ખેલ કરતહે, દોર ડગે તો ભોંય પર ડારી;
ભોજ ન પાવે બંદા જાય જીવસેં, પળ એકમાં જાવે જુમહારી. દે.

ચરિખાણાના પડછામાં ખેલુંરે, શૂન્ય શિખર સુરતાઓ મારી;
કહે રવિ સાહેબ જુગમાં એવા ધુતા, ખેલ કરત સારો ખુવારી. દે.

ભજન ૨-રાગ (ઉપરનો.)

ભટકેલ મનવાને કેઇ પેરે વારૂરે, ઠરિ ન બેસે ગુરૂ એક ઠેકાણેજી;
અનેક જનમનું રે એતો છે ભમતું, સંત શબ્દ ન સુણે કાનેજી. ભ.
કામ ક્રોધ અને લોભનું ભરિયુંરે, આત્મજ્ઞાન એના હિરદે નાવેજી;
આશાને તૃષ્ણાના પુરમાં વહ્યું જાય, વિષયા ભોગ તેને બહુ ભાવેજી.
અમૃત ઢોળી એતો વિખડાં પીવેરે, તિરથ વ્રતમાં જઇ ધાવેજી;
તેને તોરે કાંઈ ભવ દુઃખ ન જાય, ઉલટોરે સંસાર આવેજી. ભટકેલ.
ગુરૂ વિના જ્ઞાન હિરદામાં નાવેરે, જે જન અનેક દેવ જઇ પુજેજી;
સ્વાન કરડે હાડકું ને લોહી ચુશે મુખનું, મુરખને તો કાંઇ ના સુજેજી.
નિસ્પ્રહા જો સંતજ મળેરે, અથર મનવાને થીર થાપેજી;
પદ પરખાવીને બીજક બાળે, જરા મરણનું બંધન કાપેજી. ભ.
નિશ્ચે વિના તો હરી નહિજ મળેરે, વેદ શ્રુતિ એમ ગાવેજી;
કહે સોમો મુક્તાનંદ ચરણે, કોઈ વિરલા પરમ પદ પાવેજી. ભ.

ભજન ૧ (ચૈતન દડી રમત હાથ ચડી )એ રાગ.

હરિજન સમરી લયો શ્રીહરી, અવસર આવો નહી આવે
ફરી ફરી. હરિજન. ટેક.

વિવેક વિચારીને ચાલજોરે, દુરમતી પરહરી;
મિથ્યા કામના ત્યાગ કરીને, અંતર વ્રત્તી લ્યો કરી. હરિ. ૧
અવિનાશીને ઓળખી લેવા, એ સમજણ છે ખરી;
રૂહિયામાંથી અંધકાર કાઢો, દ્વૈતભાવ દૂર કરી. હરિ. ૨
દેહાન બુદ્ધિ મુકી દઇને, શુદ્ધ ચૈતનમાં ચિત્ત લે ધરી;
અહંકાર અભિમાન વણસાડો, જાય કાળનો ભય ટળી.હરિ. ૩

ત્રણ ગુણના પાર જાવું, શું બેઠો આળસ કરી;
ચોંપ કરીને ચેતી લ્યો, કાયા પળમાં જાશે પડી. હરિ. ૪
જનમ મરણને ટાળવા, નીજ પુરૂષારથ છે બળી;
હું કોણને ક્યાંથી આવ્યો, તેની ખોજ લેજો કરી. હરિ. ૫
મનુષ્યા દેહનું એ કર્તવ્ય છે, બીજી સાધના મેલો પડી;
સદ્‌ગુરૂને શરણે રહોતો, જાય સંશય શોક ટળી. હરિ. ૬
દાસ સોમાને ગુરૂ મુક્તાનંદ મળિયા, આપી નીજ નામની છડી;
હરતાં ફરતાં આનંદ ઉપજે, જીવ શીવ ભેદ ગયા ટળી. હરિ. ૭

પદ. ૧ (ચાલો ડાકોરમાં જઇ વશીએ ) એ રાગ.

હાંરે હવે કોણ થાએ બાવા, ઘેર બેઠાં મળ્યા માવારે. હવે. ટેક.
શેરીએ શેરીએ લાકડાં માગી, ધુણીઓને ધીખાવારે. હવે. ૧
રાખોડી થાએ ઘણેરી ભેગી, ભભુતિ અંગ લગાવારે. હવે. ૨
પ્રભાતે ઉઠીને પેટની ચિંતા, પરાયા ટુકડા ખાવારે. હવે. ૩
જટા વધારિ કોણ લંગોટી વાળે, નિત્ય જાય ગંગામાં ન્હાવારે.હવે.
કોણ ગેરૂનો વેષજ પહેરે, પરાઇ આશ ધરાવારે. હવે. ૫
દાસ સોમો કહે શામળીઆના, સંસારમાં રહી ગુણ ગાવારે. હવે.૬

પદ ૨--( રાગ ઉપરનો ).

હાંરે અડશઠ તીરથ વસે તનમાં, શું શોધે પ્રભુને સદનમાંરે.અ.ટેક.
ગંગાને જુમનાં નીશદીન વહે છે, નાહી લ્યો જ્ઞાન ગોમતીમાંરે. ૧
મનને વિષયમાંથી વાળીને, રૂચિ કરો ભજનમાંરે. અડ. ૨
બેસો પદ્માસન વાળીને, સુરતા ધારી શૂન્યમાંરે. અડ. ૩
પૂરક કુંભક રેચક કરીને, રહેવું આનંદ મગનમાંરે. અડ. ૪
વિના વાદળ વરશે વૃષા, વિજળી ચમકે ગગનમાંરે. અડ. ૫
પ્રેમીજન ત્યાં ભેળા થાએ, વિશ્વનાથ દરશનમાંરે. અડ. ૬
કહે સોમો મુક્તાનંદ ચરણે, રહેવું સદ્‌ગુરૂના શરણમાંરે.અડ. ૭

ભજન-(હાંરે ચાલો ડાકોરમાં જઈ વશીએ ) એ રાગ

હાંરે તારા માથે મરણુનો માર છે, હરી ભજે તો બેડા પાર છેરે.ટેક
મારી મારી જેને તું કહે છે, એ છુડાડવાની નારછેરે. તારા.૧
આજ કાલમાં જાતી રહેશે, જુવાની દીવસ ચાર છેરે. તારા.૨
જાશે જુવાનીને જરા આવશે, શીર ઉપર ભમતો કાળછેરે. તારા.૩
આખા ઘરમાંથી થયો અળખો, તોએ તૃષ્ણા ઉર અપારછેરે.તારા.૪
વચમાંથી મરે તો ઘણું સારૂ, એમ કહે કુટુંબ પરીવારછેરે. તારા.૫
ભુંડાઇનો ભાર ભરીને સુતો, અંતે જમડાનો મારછેરે. તારા.૬
દાસ સોમાના સ્વામીને વિસાર્યો, તેની જનુનીને ધીક્કારછેરે.તારા.૭

ભજન ૨ જું-રાગ ઉપરનો.

હાંરે હરી ભજે તો છે ઘણું સારૂં, મુરખા કહ્યું માન તું મારૂંરે.હરી.
શાને મારૂં મારૂં કરી મરે છે, તલભાર નથી કાંઈ તારૂંરે. હરી.૧
હાથે ખરચ્યું તે સાથે આવે, જો પરમાર્થ ચિત્તમાં ધારૂંરે. હરી.૨
ઉગરવાનો નથી આરો, ખોળ બળતામાંથી બાહારૂંરે. હરી.૩
નાત જાતમાં મોટા થવાને, ધન ખરચી નાખ્યું સારૂંરે. હરી.૪
પરમારથની પેર ન જાણી, મુરખના ઘટમાં ઘોર અંધારૂંરે. હરી.૫
સોમાના સ્વામીને ભજતાં છુટે, મનથી માયાનું લારૂં. હરી.૬

ભજન.

દુનિયા મતલબકી ગરજી, અબ મોહે જાન પડી. ટેક.
જબ લગી બેલ બહે ગાડીમેં, તબ લગી ચહે ધની;
એક દિન બેલ બેઠન લાગ્યા, ફિરતા ગલી ગલી. અબ. ૧
ભાઈબંધ ઔર કુટુંબ કબીલા. સબ માયાકે ધની;
ઉડ ગયા હંસા કાયા કરમાણી, દીના ઘરમેં સુતક કરી. અબ. ૨

ઘર બેઠે અર્ધાંગે તિરિયા, સો ના સંગ ચલી;
બારા દિવસ ઘર ભીતર રહેવે, દુસરા ખસમ લે કરી. અબ. ૩
નિર્મલદાસ આશ સંતનકી, કીસી કી પત ન કરી;
ચાહે સો આવે ચાહે મત આવે, નિર્મલ મસ્ત ફૂરી. અબ. ૪

ધોળ ૧.

સદ્‌ગુરૂએ મુજપર કીધી સહાયરે;
નામ આપ્યું સોહં ત્રીભુવનરાયરે. ૧
જેને વેદ શાસ્ત્ર પુરાણ નિત્ય ગાયરે;
રૂષિ મુનિ ધ્યાનમાં અહોનિશ ધાયરે. ૨
એવા છે અલખ નિરંજન જગ ઈશરે;
ઓળખાવ્યા પાસમાં જુગદીશરે. ૩
મોહન વરને જાઉં હું બલિહારીરે;
જ્યાં જોઉં ત્યાં દરસે હવે વનમાળીરે. ૪
હરિ વિના ઠાલો નહિ દીસે ઠામરે;
ચળ અચળમાં વસિયા આતમરામરે. ૫
સદ્‌ગુરૂ નીજ રૂદિયામાંહી રહેજોરે;
દયા કરીને દરશન મુજને દેજોરે. ૬
એવી છે દાસ સોમાની વિનતિરે;
મુક્તાનંદે કરાવી પ્રભુ સાથે પ્રીતિરે. ૭

ભજન–રાગ ધોળ.

સદ્‌ગુરૂએ મેહેર મુજ ઉપર કીધીરે,
દયા કરીને બુદ્ધી અનોપમ દીધીરે. ૧
જેને નિત્ય પુરાણ વેદ વખાણેરે,
અનુભવી સંત વિરલા તે જાણેરે. ૨

જનક સનક નારદ સૂકજી દેવારે,
સમરણ કરે શેષ માહેશ્વર જેવારે. ૩
એતો મારા રૂદીયા કમળમાં જાણ્યારે,
સદ્‌ચિદ આનંદ આત્મ બ્રહ્મ માણ્યારે. ૪
અનેક જનમનું હતું મારે અંધારૂંરે,
અગમ અગોચર ઘર લાધ્યું હવે મારૂંરે. ૫
હવે હુંતો નહિ ભુલુ બીજી ભ્રાન્તરે,
આદે અનાદેની ઓળખાવી મારી જાતરે. ૬
ગુરૂ મળ્યા તો વાત સાચી સમજાણીરે,
પૂરવ જન્મના ફળની એ કમાણીરે. ૭
સદ્‌ગુરૂનો મહિમા હું શું વખાણુંરે,
સોમા મારે વાગ્યું વિવેકરૂપી વાહાણુંરે. ૮

ભજન રાગ લાવણી.

કહાંસે આયા કહાં જાયગા, ખોજ કરો અગલે ઘરકી,
સદગુરૂ મીલે તો શાન બતાવે, ખોલ દેવે અંતર ખડકી. ટેક ૧
તિલક છાપ ધરે માળા મુદ્રા, તીરથ વ્રત મરે ભટકી,
ગાવે બજાવે લોક રીઝાવે, ખબર નહી અપને ઘટકી. ૨
બાહેર બગ ધ્યાની હો બેઠા, અંતર સુરત ચલી ચટકી,
ઉપર બંદા ભીતર ગંદા, મન મેલા મછલી ગટકી. ૩
કાજી કુરાન કીતાબ બખાને, જીવ પકડ કરે ઝટકી;
હરદમકી તો હકમત ન બુજે, પકડ મુરઘીકું પટકી. ૪
હિંદુ તુરકા દોનું ભુલે, ખટપટ નહિ ટળી ખટકી;
જોગી જંગમ શેખ સંન્યાસી, લાલચમાંહી રહા લટકી. ૫
બીના સમજ સબ જીતતિત, દોરે ચૈત્યનકી ન લહે ચટકી;
વિષ્ણુદાસ, બેહદ કે વાસી, આવરણમાં ના રહે અટકી. ૬

## ભજન લાવણી ૨.

અમ્મર પ્યાલા મારા સદ્ગુરૂ પાયા, મસ્ત ભયાસો મન દિવાના,
અમરાપુરની આસ કરો તો, તમે છોડી દોને અહંકાર અભીમાના. ૧
કિત્તારે બ્રહ્મ ઝીણા કિત્તાહે બ્રહ્મ પહોરા, કિત્તાહે બ્રહ્મકા અનુમાના
સોહી બ્રહ્મકા ભેદ બતાઇ દેઉ, ઓર છોડો સરવે જ્ઞાના. ૨
પાણીસે પતલા પવનસે ઝીણા, નહિં બ્રહ્મકા અનુમાના,
આરંમપારા નહિ માંહી બહારા, નહિ જાહેર ને નહિ છાના, ૩
પંડીત હોકે પોથી બાંચે, કયા બાંચે પુસ્તક પાના,
વૃત્તિયો તારી વસ નથી રહેતી, કયા કથતા બ્રહ્મકા જ્ઞાના. ૪
બીના સમજ નર ઘેર ઘેર ભટકે, મુરખ લજવે ઉજળા બાના;
પાણી પાષાણ પાંખડ પુજે, કયાં ધરતા બગકા ધ્યાના. ૫
અબ નહિ આવું અબ નહિ જાવું, નહી ધરૂં મેં કુડા ધ્યાના;
દાસ અદારામ રેવારામ ચરણે, પેઊકા હો ગયા પરમાણા. ૬

## ભજન ૧.

સત્ય શબ્દકા વિચાર, કોઇ નર ખોજંદા, ખોજંદા. ટેક.
મૂલ શબ્દ તો કહાંસે ઉઠે, કોન દેશ રહી બોલે;
કોન દેશ શબ્દકા વાસા, તંત વિચારો તોલે. હાંરેકોઈ. ૧
કીતના લંબા કીતના ચોડા, કિત્તા હે અનુમાના;
કૈસા સંતો રૂપ શબ્દકા, કર બતાલાવો ધ્યાના. હાંરેકોઈ. ૨
કિતના ભારી કિતના હલકા, ખારા હે કે મીઠા;
મોએ ગરીબકું કહી સમજાવો, શબ્દા કેઈ પેરે દીઠા. હાંરેકોઇ. ૩
શરીર ખોજી શબ્દા પકડો, હાથ અહી બતલાવો;
પંડ પિંડ પ્રગટ બાજે, શબ્દ કહાં સમાવો. હાંરેકોઇ. ૪

ખિમદાસ કહે રવિ સાહેબકુ, ગમકી ગગના ફોડી;
કૌન નિરંતર કૌન દેશમે, કહાં સમેગી દોરી. હાંરેકોઈ. ૫

ભજન ૨–રાગ ઉપરનો.

સત્ય શબ્દકા વિચાર, કોઈ નર લેહંદા રે લેહંદા. ટેક.
મૂલ શબ્દ તો નાભીસે ઉઠે, તરવેણી રહી બોલે;
શૂન્ય દેશ શબ્દકા વાસા, ખરતલ હોયસો ખોલે. કોઈનર. ૧
જૈસા દીપક ધર્યા મંદિરમેં એસા શબ્દા રંગા;
દ્વાદશ અંગુલ બાહેર લંબા, ચૌડા હૈ સરવંગા. કોઈનર. ૨
દોનું કમલકી અણી અગર પર, રૂપ શબ્દકા દેખા;
સત્ય શબ્દમેં લીન ભયા તબ, દીયા કર્મ પર મેખા. કોઈનર. ૩
છતે પિંડ સનમુખ દરસે, દ્વાદશ અંગુલ જબહી;
બ્રહ્મ ચક્ષુ ભયી બ્રહ્મ અગ્નિ, જલી વાસના તબહી. કોઈનર. ૪
અર્થ સુઝે નહી અટપટાને, તાસે ભારી હોઈ;
ઝીણા સો સમજી સત્ય ભાંખે, એસા વીરલા કોઇ. કોઇનર. ૫
રવિદાસ કહે ખિમદાસકું ઘટ પટ લટ દરસાના;
રવિ સાહેબનો પિંડ પડયો જબ, નિરાધાર ઠહેરાના. કોઇનર. ૬

ભજન ૩–રાગ ઉપરનો.

પ્રશ્ન એક હમારા, કોઈનર સુનંદા, સુનંદા. ટેક.
પંચ ભૂત તો કહાંસે આયા, સ્થુળ કેસે બંધાયા;
અનેક કૌન કારણ કહાવે, ઘાટ કૌને બનાયા. કોઇનર. ૧
બહાર આવી કયોંના બોલે, બ્યાસી તત્વ લે આયા;
ન્નુન ઇંનમેં કૌન કહાવે, બડા હોઈ બોલત દિખાયા. કોઇનર. ૨
કૌન સુવે કૌન જાગે, સુપના કીસકું હોતા,
સુમ સમી લીન થાવે, સુષુપતીકો કૌન જોતા. કોઈનર. ૩

ઘર માંહે ચોર પેશી, મન હરી લઇ જાતા;
ચેતન્ય પુરૂષ જાગૃત હેતો, ખબર ક્યોં, નહિ પાતા. કોઇનર. ૪
અથર મન કું કહાં ઠેરાવે, મનવા થીર નહિ રહેતા;
ધ્વજા ફરૂકે પવન વેગે, મન રહત હે વહેતા. કોઇનર. ૫
પિંડ પડે મન કહાં સમાવે, એ મોહે સમજાવો;
કહે સોમો મુક્તાનંદ ચરણે, મનકા સંશય મિટાવો. કોઇનર. ૬

ભજન ૪–રાગ ઉપરનો.

પ્રશ્ન એક હમારા, કોઇ નર સુનંદા રે સુનંદા  ટેક.
પૂર્વ મન કોન જાતી મેંથા, ક્રિયા કર્મ કયા કરતા;
કોણ કારન બેરી બેરી, ગર્ભવાસ અવતરતા. કોઇનર. ૧
મન કેતના લંબા કીતના ચૌડા, કીતનાહે અનુમાના;
એહી મનવાકી પિંડ માંહી, કહાં હે ઠિકાના. કોઇનર. ૨
જીવકા કૈસા સ્વરૂપ કહાવે, જગત જીવ જીવ કહેતા;
શિવ જીવમેં અંતર કિતના, કોન કરતા કોન ભોકતા. કોઇનર. ૩
આત્મ ઓર પરમાત્મ, દોનું નામ કયું કહાતા;
ભેદ ઇનમેં કયા હે સંતો, અમર કોન રહજાતા. કોઇનર. ૪
ચૈતન કર્તા કે અકર્તા, જગત કીસને રચાયા;
ઉત્પત્તિ પ્રલય કોણ કરતહે, વિશ્વંભર કયું કહાયા. કોઇનર. ૫
કોણ આવે કોણ જાવે, કોણ થીર રહાવે;
કહે સોમો મુકતાનંદ ચરણે, અનુભવી સંત સમજાવે. કોઇનર. ૬

ભજન ૫–રાગ ઉપરનો.

સત્ય શબ્દકા વિચાર તે નર ભુલંદા રે ભુલંદા.  ટેક.
કુપ માયાના જીવ જંજાલી, કર્યો ન સદગુરૂ સંગા;
વાટ ચોરાશીના તખતે ચઢીયા, ઉજડ હુવા રણુ ભંગા. તે નર. ૧

જ્ઞાન વિના શબ્દ ગુણ ગાવે, ધ્યાન ધરે છે ધુન્યમાં;
તાલ બજાવે ને શીર ડોલાવે, મગ્ન થાય છે મનમાં. તે નર. ૨
વિના વૈરાગે વાણી કથે છે, એતો જગતની શોભા;
ઓ છો કહે મેં પુરણ પરખ્યા, તારી નાખ્યા તુંબા. તે નર. ૩
નિરધનીઓ થઇ કોટી ધનની, વાત કરે કમઠાના;
ફથીર તણા કિરતાર બનાવે, જુઓ થયા એ શાણા. તે નર. ૪
કામી કુતરો, નાર કુભારજા, આડું અવળું તાણે;
આઠે પેશી કરે ઉપાદા, ઠરી ન બેસે ઠેકાણે. તે નર. ૫
ખર ભખર થઇ ફરે ખલકમાં, કપટી કુડ કમાણા;
પુરણ કહે મન મોહ્યા માયા, લાલચમાં લપટાણા. તે નર. ૬

### ભજન ૬–રાગ ઉપરનો.

શૂન્ય મંડલની જલધારા, કોઇ નર પિવંદા પિવંદા. ટેક.
જાકી વ્રતિ સુરતી ચઢી શિખર પર, ઘુમે ગગન ગઢ જ્ઞાના;
પાંચ પચીસ કું પકડ પછાડો, જ્ઞાન ઉઠે ઘમશાના. કોઇનર. ૧
મેહુવંતી ચાલી વાલમને મળવા, ગગન મંડલ ઘર જાના;
જોગ જારતા જાગૃત જોગી, શૂન્ય મેં ધરલે ધ્યાના. કોઇનર. ૨
બહુ પડ ફાટયાં બારી ખોલી, ગગને ઉઘડયાં શાણાં,
નિરખે નુરી નિરાધારા ખેલે, તે કેમ પુજે પાશાણા. કોઇનર. ૩
ગેબી કુંચી મારા ગુરૂજીએ આપી, શુન્ય દેશ ઘસિ જાના;
ભારથી રેવો રહે બ્રહ્મ મેહેલમાં, જલહલ જ્યોત જગાના. કોઇનર.૪

### ભજન ૭–રાગ ઉપરનો.

જગ સુપના કી બુદ્ધિ સમાવે, તે નર જાગંદા જાગંદા. ટેક.
ક્યા ભયા દીન દોદીન જાગે, શબ્દ ઘેન મદમાતી;
જૈસા બીજકા ચંદા પ્રગટયા, ફિર અંધેરી રાતી. તે નર. ૧

આવે અજાવે ને કરે કલોલા, કાલજે ન પડયા છેદા;
જેસા પથરા પાણી માંહી, ભીતર કભૂ ન ભેદા. તે નર. ૨
સમજ્યો નહિ સદગુરૂજીકી શાના, નિરખ્યા નહિ નીરાટા;
ખબર કરિ દિલ ખોજયા નહીરે, તેરા ઉઘડયા નહિ કપાટા. તેનર. ૩
મારગ બંકા કરિ લે ડંકા, કાયરકા નહિ કામા;
સત્ય શબ્દ સદગુરૂજીકા ગ્રહી લ્યો, વેદ તપાસી નામા. તે નર. ૪
રવિ સાહેબ કહે ભાણુ પ્રતાપે, ચેત ચેત મન વેરી;
જો ભૂલ્યો તો ચોરાશીમાં બહુત ફિરેગો ફેરી. તે નર. ૫

ભજન ૮–રાગ ઉપરનો.

હરહર જીવતા મુઆજે, ઈનકા મારગ જુદાહે. હરહર. ટેક.
બૂરા કહેસેં બૂરા ન માને, ભલા કહે ન રાજી;
રાજા રંકકા એક સરીખા, કોણુ પંડીત કોણુ કાજી. હરહર. ૧
ભલે બુરેસેં દાવા નાહીંજી, નહિ લેન કછૂ દેના;
સબ ઘટમેં તુમ સાહેબ દેખો, કોન શત્રુ કોન સેના. હરહર. ૨
હંસ હોઇને કાગ કહાવે, હંસ કાગ ન હોયગા;
તત્ત્વ હોયસો એસા કહેવે, કોઇ સમજવાલા શેના. હરહર. ૩
બાહેર ભીતર નુર નિરંતર, સદા આનંદ સુખરાશી;
સાંઇ દીન કહે ન આવે ન જાવે, સદગુરૂ કહેવે સાચી. હરહર. ૪

ભજન ૧

સંતોભાઇરે હાં પ્રેમના ભલકે લઢીએરે હોજી;
એક મનથી આરાધીએ, ધ્યાન ધણીનાં ધરીએરે હોજી. ટેક.
મનરે મારીને મેંદો કરીએ, કાંઈ કાંઈ જરણા ધરીએરે હોજી;
શીલ સંતોની સાનમાં ગુરૂજીના ચરણામાં રહીએરે હોજી. ૧
સુરતાની કમાન ચઢાવીએ, કોહાં ભેળાં કરીએરે હોજી;
નામ ભરીને ભલકો મારીએ, માંહેલાને મારીને મરીએરે હોજી. ૨

બક્તર પહેરીને ચઢીએ આકળા, સજીડાં હોઈ હોઈ સજીએરે હોજી;
શીરના સાટે જો સદ્‌ગુરૂ મળે, વાકો ધોખો ન ધરીએરે હોજી.૩
કાયા ક્ષેત્રમાં સંતો એમ લઢીએ, કેસરીઆં કરીએરે હોજી;
કાળના સામાંરે ડગલાં ભરીએ, પાછો પાઉં ના ધરીએરે હોજી.૪
ઘીનો ઘડો લઈ અગન ધરીએ, પરજળવા ન દઈએરે હોજી;
પાંચ ઇન્દ્રી માંહેલી વશ કરીએ છુટા છેડ ફરીએરે હોજી. ૫
સ્વર્ગનાં સામૈઆં સંતો આવિયાં, એવા મને ચઢીએરે હોજી;
મુલનાથ ચરણે અખો ભણે, તેજમાં તેજ સમૈએરે હોજી. ૬

ભજન ૨ (જનુની જીવો ગોપીચંદની)

અમેરે પરદેશી પરૂણલા, જાતાં વાર ન લાગે; ટેક.
દેવરા મળ્યારે આપણા દેશરા, હળી મળી વાતો કરીએ;
ભાયડારી વાતો લ્યા અટપટી, જ્ઞાની હોયસો પચીજે. અમેરે. ૧
આરે કળજુગરા માનવી, મુખડે અસત્ય ભાંખે;
આયાનાં જુડાં કરે, જીભ્યા ઝાલી ન રાખે. અમેરે. ૨
આરે નગરી મારા નાથની, કાંઇ કાંઈ એધાણી આલે;
કાયાનો કારીગર કયાં વસે, કીયા મેહેલમાં માહાલે.અમેરે. ૩
સંતો ડુંગર ઉપર દેરડી, તેના ઉપર ડેરી;
એરે ડેરીમાં એક દેવ છે, સંતે લીધા છે હેરી. અમેરે. ૪
દેવરા મળ્યારે આપણા દેશરા, ભાવે ભવમાં ભેળા;
મુલનાથ ચરણે અખો ભણે, શૂન્ય શીખર ઘડ ઘેરા. અમેરે. ૫

ભજન ૩ રાગ ઉપરનો.

હો મેરે સાધુ સુકરીત ફૂલ ગુલાબકો. ટેક.
સબ ઘટ રહ્યારે સમાઈ, કહો સંતો કેઇ વીધે પાઇએ;
ગુરૂ બિન લખિયો નજાઈ. સુકરીત ફૂલ. ૧

હો મેરે સાધુ તિન ત્રિપુટીકે ઉપરે; ફૂલ સોહં ખીલ્યા;
જહાંરે ધર્મ સ્થાન હે, સો અક્ષર જુગ ભૂલ્યા. સુકરીત. ૨
હો મેરે સાધુ ચાર જોજનકે ઉપરે, પુરૂષ વિદેહી પુરા;
જગમગ જગમગ હોતહે, બાજે અનહદ તુરા. સુકરીત. ૩
હો મેરે સાધુ અમર કોઠામેં હમખડા, ગુરૂ ગમ દીઓરે બતાઈ;
ખડકી ખુલી જબ દેખીઆ, રાહ અગમકી પાઈ. સુકરીત. ૪
હો મેરે સાધુ કહત કબીર ધર્મદાસકું, પ્રગટ દીયારે બતાઈ;
જે કોઇ હંસા પાવહી. બહોરી ભવજલ ન આઈ. સુકરિત. ૫

ભજન ૪–રાગ ઉપરનો.

હો મેરે સાધુ, રાસા નિરગુણ નામકા. ટેક.
ઝાલે કોઈ જાગ્રત જોગી, અલગ રહે રે સંસારસે;
સોઇ નીજ રસકારે ભોગી, રાસા નિરગુણ નામકા. ૧
હો મેરે સાધુ વેદ કિતાબો મેં ખોજકે, ઉન મત લીયા હે પુરા;
સેજ ધૂન્ય લાગ રહી, બાજે અનહદ તુરા. રાસા. ૨
હો મેરે સાધુ શીવનગરી આસન કરે, શૂન્યમેં ધ્યાન લગાવે;
તીન દીશા જાવે નહી, જબ ચોથા પદ પાવે. રાસા. ૩
હો મેરે સાધુ અનભે ભયા જબ ભય મિટયા, હદ છોડી બેહદલાગ્યા.
ઘટ ઉજીઆલા હોઇ રહ્યા, તબ મહા તમ ભાગ્યા. રાસા. ૪
હો મેરે સાધુ સબઘટ ખેલે ને સંગ રહે, દીલમાં દુગ્ધા ન આણે;
કહે કબીર સોઇ સંત હે, જબ મેરો મન માને. રાસા. ૫

ભજન ૧.

આજ આણંદના દીન હમારે, મારે મંગળ વરતાણારે હેજી;
જુની સગાઈએ મારે જોગ જાહેર થયા, અનેક ઉગ્યા રવિ
ભાણારે હેજી. ૧

આહે અનાહદને અસલ અવિગત, જુના જોગેશ્વર ઘેર આયારેજી;
વાને નીરખત પીવત નજરારે નેણું, ત્યારે હેત રૂદેમાં બહુ લાયારે.
શીરગુણુ માયા સરવે જુઠી, નિરગુણુ નિરખે જાણ્યારેજી;
શબ્દ ગુરૂજીના જોયા વિચારી, શબ્દાતિત પિછાણ્યારેજી. ૩
કામ ક્રોધ કાળનાં મૂળ કાઢયાં, ત્યારે ધુન ધણિગર તાપ્યારેજી;
અનેક ઉપાધી રોગ અળગારે કીધા, કોટી વીઘન દુઃખ કાપ્યાંરેજી.
ગેબી ધૂન ધારા ગગન મંડળની, ઉલટા સોહં લગાયારેજી;
હરદમ હાલા મેરા ખુલ ગયા તાલા, અધર પલંગ બિછાયારેજી. ૫
ગેબી નોબત ગડગડે ગગનમાં, ઝાલરરા ઝંકારારેજી;
ભારથી રેવાને ગુરૂ મનોહર મળિયા, રોમરોમ રણુંકારારેજી; ૬

## ભજન ૨–રાગ ઉપરનો.

મનોહર મળિયા મહા સુખ પાયા, અખંડ આતમ દરસાયારેજી;
અમૃત વાડી ગુરૂએ અનભેરે કીધી, શાન્ત સીતળ વરસાયારેજી.૧
મૃગ જળ માયા મને સાચી કરી માની, જુઠમાં જગ ભરમાયારેજી;
સપનાની બાજી સત્ય કરી માની, અનેક નર ત્યાં ઠગાયારેજી. ૨
એઠા અથર મનને થીર કરી રાખો, અળગું જાવા મતિ આલોરેજી;
જ્યાંથી ઉપન્યું વાંહી સમાવો, ત્યારે અમરાપુર મહાલોરેજી. ૩
ધન સંતોભાઈ રોળ તમારી, કરહણુના કણુ કેવારેજી;
સાનારે હીરાને પારસ મોતી, એથી અધિક ફળ લેવારેજી. ૪
નાભી ઉર નાસા ઉરધ આકાશા, મન પવન દો મિલાયારેજી;
હેમ ગળીને હુવા જલ પાણી, એકાગ્ર વતી કું ઠેરાયારેજી. ૫
અહંકૃતી અવિરાગી સરવે વ્યાધી, છુટી ગયા ચિતડારા ચાળારેજી;
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીયા, અનભે દેશ ઉજીયાળારેજી. ૬

## ભજન ૩

જગમગ જગમગ જ્યોત જલત હે, નિરખત વરસત નૂરારેજી;
બ્રહ્મજ્ઞાન કોઈ ભેદુલારે ઝીલે, આતો દેશ હમારા બહુ દૂરારેજી;
નવ તીન પાંચ પચીશ પ્રકૃતિ, જુડી કીધા મેંતો જુડારેજી;
નિરવૃત્તીનાં નિશાન ચઢાયાં, રણુ બોલે રણતૂરારેજી. ૨
અગમ ધામ ઝીણા અધર મારગ, પગ માંડત કોઇ પૂરારેજી;
ભ્રમણામાં નર કંઈક ભીડાઈ રહ્યા, ઓછા પાત્ર અધૂરારેજી; ૩
વંક નાળરા વસમારે ઘાટા, ત્યાં ચઢિ ગયા સંત શૂરારેજી;
વંક નાળમેં વરસે વરસારા, નિરમળ નૂરી નિરધારારેજી. ૪
એણે પીયાલે મારે અનુભવ જાગ્યા, ઉગ્યા અપરમ પારારેજી;
મન મેવાશીને મહીપતી રાજા, જુડી કીધા મેંતો ભારારેજી. ૫
કાળકું તો માર હઠાયા, હુવા અનુભવ અજવારારેજી;
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીયા, સુનમાં ઝલકે તારારેજી;

## ભજન ૧

આજ અમે ગયાતાં રામ સભામાં, પોસલીએ રસ પીધોરે;
પીતાંરે પીતાં હુંતો પુરણ ધરાણી, મારા ગુરૂજી પ્યાલો દીધોરે. ૧
પહેલો પીયાલો મારે રોમે રોમ વાપ્યો, બીજે પીઆલે થઇ ઘેલીરે;
ત્રીજે પીયાલે મારી શુધ બુધ ભૂલી, રડી પડી પીતાં પહેલીરે. આ. ૨
જાતાં શુંરે અમો જઇને ભરાણાં, વળતાં નવ વળાયરે;
સુના મંદિરમાં શ્વાનજ પેઠું, મુખ ભાવે તેમ ખાયરે. આજ. ૩
કહીએ છે પણ કહ્યું નવ માને, જેને વીતી હોય તે જાણેરે;
મુઇ જીવી જોવાને કાજે, હુંતો ઠરીને બેઠી ઠેકાણેરે. આજ. ૪
રામ સભામાં જે કોઇ આવે, કરે તીરથ ઘર બાળીરે;
ભૂતનાથ ચરણે ભણેરે અખેઓ; મારા પ્રભુજીની ભક્તિ ભારીરે. આ.

## ભજન ૧ ધોળ.

સોહંગ રંગ રાચે કોઈ સંત જના, સંત જનારે સાધુજના સો. ૧
જ્યાં એક બુંદકી રચી રચના, સબ જીવ જંત મિલ ભયે અપના સો.
જ્યાં ઈંગલા પીંગલા તાણા તણે, ત્યાં કોટી ભાણુ રવિ ઉદીત ઘણા.
જ્યાં વંક નાળ અમરત ઝરના, કોઈ પીવત સંત મગ્ન રહેના. સો.૪
જ્યાં આણુ પુરૂષ નિરવાણુ બન્યા, વાકી સંગે સોહાગણુ રહે લગના.
જ્યાં ગરજ કબીર ચઢી ગગના, વાકી આવાગમ ભયી સુપના.સો. ૬

## ભજન ૧-( રાગ ધીરાના પદનો. )

તમે ઓરા હરી આવોરે, આગળ મારી નજરો ભણી;
નિશ્ચે કરી નિરખુંરે, શોભા જેની સરસ બણી. ટેક.
ઓરા સમ છે મારારે વાલા, અળગા મતિ તમે જાવ;
તમ વિના રંગીલા ઈશ્વર, કોણુ શું લીજીએ લાહાવ.
વિકુલવર વ્રેહનીરે, વાહાલા મુને દાઝ ઘણી. તમે ઓરા. ૧
કામને ધામ વાલા મુજને હવે, ગમતું નથીરે લગાર;
વેહેવારીઆ તને વાર શી લાગે, નિંદા કરે છે નરનાર;
આંખડલીમાં કળ નારે, ખટકે મુને કબુધ્ધિ તણી. તમે ઓરા. ૨
સાસુ ને સસરો દીયર નણુદોઈ, ઘર વર છેલ બટાઉ;
પાંચે મળીને પીડે છે મુજને, કજીઓ કરે છે સઉ,
છુટયા નહિ છુટોરે, તમો સાથે આવી બની. તમે. ૩
અબળાની ઉપર અણુજો કરીને, બેઠો ભુધર રાય;
આ તક છે મારે ઓછંગ લેવાની, સનમુખ ભજન થાય.
ધૂર્ત વિદ્યા મેલોરે, સુંદરવર શ્યામ ધણી. તમે. ૪
સામું જુઓ સામું જુઓ, જાવા નહી દેઉ જરૂર;
રવિદાસ તો રસબસ ભીના, હરખે મળ્યા છે હજુર,
મિત્યો પ્રગટ થઇ છેરે, સઘળે વાલા વાત સુણી. તમે. ૫

સમાપ્ત.

# સાખી.

બ્રહ્મજ્ઞાન જાણ્યો નહી, કર્મ દીઓ છીટકાય;
તુલસી એસે જીવકું, સેહેજ નર્ક લઈ જાય. ૧
તજશે આપુ આપદા, ભજશે પુરણ બ્રહ્મ;
એક પલકમાં પ્રલ્લે થશે, કોટી જન્મનાં કર્મ. ૨
રામ મયા સદ્‌ગુરૂ દયા, સાધુ સંગ જબ હોય;
તબ પ્રાણી જાણે કછુ, રહ્યો વિષય રસ મોય. ૩
નિંદા કરનાર મત મરો, મરો અપના પૂત;
સામાકુ પાવન કરે, આપે સરજે ભૂત. ૪
કબીરકા ઘર ચોકમેં, ગલા કટેકી પાસ;
કરે સો નર ભોગવે, કોણ બેટા કોણ બાપ. ૫
કબીર કહે કમાલકુ, દો અક્ષર લિખલે;
કર સાહેબકી બંદગી, ભૂખ્યાકું અન્ન દે. ૬
જેસી પ્રીત હરામમેં તેસી હરિપર હોય;
મુક્તિ પદ સેજે મિલે, પલ્લા ન પકડે કોય. ૭
રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જૈસી જીનકી ચાકરી, એસા ઉનકુ હેત. ૮
તિમિર ગયો રવિ દેખતાં, કુબુદ્ધિ ગઈ ગુરૂ જ્ઞાન;
સંપત ગઇ અતિ લોભસે, ભક્તિ ગઈ અભિમાન. ૯
સોમા મમતા ત્યાગીને, ધરો પ્રભુનું ધ્યાન;
સત્સંગ અહોનિશ કરો, તો પામો આત્મજ્ઞાન. ૧૦

# જાહેર ખબર.

સાખી—મોંઘો મનુષ્યા દેહ મળ્યો, તેનો કરો તપાસ;
જગ કર્તાને ઓળખો, એમ કહે સોમદાસ. ૧
નિંદ્રા ભોજન ભોગ ભય, એ પશુ પુરૂષ સમાન;
નરન જ્ઞાન નિજ અધિકતા, જ્ઞાન બિના પશુ જાન. ૨

સર્વે હરીજનોને ખબર આપવામાં આવે છે કે જીજ્ઞાસુ જનોના હિતાર્થે સંત મહાત્માઓના ભજનોનું સંસોધન તથા શુદ્ધ લખાવી આ **પ્રેમવાણી ભજનમાળા ભાગ ૨ જો** છપાવી બહાર પાડવામાં આવ્યો છે માટે સર્વે હરીજનોને જોઈએ તેણે નીચેને ઠેકાણેથી મંગાવી લેવી.

જે જે ભજનો અમારા જાણવામાં આવ્યાં હતાં તેમાં અમોએ વધારો નહિ કરતાં જેમ હતાં તેમજ છપાવ્યાં છે, માટે લખવામાં કાંઈ દ્રષ્ટિદોષ હોય તો વાંચનાર હરીજનોએ દર-ગુજર કરી સુધારી વાંચવું એવી અમારી નમ્ર વિનંતિ છે.

વળી અહીંથી સુધારાવધારા સાથે પ્રેમવાણી ભજનમાળાનો ભાગ ૩ જો પણ બહાર પાડવામાં આવશે.

**પુસ્તક મળવાનું ઠેકાણું.**—પ્રસિદ્ધ કર્તાની પાસેથી.

અમદાવાદ. નાકે સરસપુર.

લી.
**હરિભક્ત સોમનાથ બુલાખીદાસ.**
કર્તા.